# આત્મા

અને

# પુનર્જન્મ.

લેખક.

**હાશિમ યુસુફ ભરૂચા જુર.**



આવૃતિ પહેલી

પ્રત ૧૦૦૦

કીંમત ૦-૬-૦

# પ્રસ્તાવના.

પરમ કૃપાળુ દયાળુ ઇશ્વર ( الله ) ના નાંમથી પારંભુ છું. અને તેનીજ સ્તુતી કરૂં છું. અને તેનેથીજ જ્ઞાન, અને અંતઃકરણનાં પ્રકાશમાં વધારો ચાહુ છું, અને અજ્ઞાનતાનાં અંધકારથી દુર રહેવા તેના સેવક, ( عبد ) અને રસુલ મોહમ્મદ ( સલ. ) ની આજ્ઞાઓને આધિન રહેવા દ્રઢતા, અને નિર્મળ પ્રેમમાં મકકમતા ચાહુ છું. અને તેનાં ચુંટી કાઢેલાઓમાં સર્વથી શ્રેષ્ઠ મોહમ્મદ (સલ) અને તેમનાં વંશજો, સ્નેહિઓ, અને આધિનો પર ભલી આશિષો, અને સલામતીઓ માટે પ્રાર્થનાં કરૂં છું.

જીજ્ઞાસુ સજ્જનો સમક્ષ આ મારૂં નાનકડું વાંચન ધરૂં, તે પહેલાં કાંઈ એક ખુલાસો કરવાની રજા લઉં છું. કે આં પુસ્તકમાં મુખ્ય બે વિષયો છે. જેમાં મૂળ એક એવાં તત્વ (સ્વરૂપ) નું વર્ણન કરવામાં આવ્યું છે, જે ઈંદ્રિયોથી દેખી તેમજ પહોંચી ન વળાય એવું અદૃષ્ય, અલક્ષ્ય, અને અસ્પર્શ છે. જેને ત્વંપદ ( જીવપણું ) نفس ناطقه કહે છે. તેમજ તેનું દેહઆદિ સૃષ્ટિ عالم اجسام થી ભીન્ન હોવાનાં કારણે માત્ર વાંચનથી અપરોક્ષજ્ઞાન عين اليقين થવું કઠણ છે. કારણ કે અપરોક્ષજ્ઞાન માત્ર અનુભવેજ પ્રાપ્ત થઈ શકે છે. માત્ર વાંચનથી પરોક્ષજ્ઞાન علم اليقين થઇ શકે છે તે પણ જ્યાં સુધી સાધારણ તત્ત્વજ્ઞાન ન હોય ત્યાં સુધી તો ભાગ્યેજ

સમજી શકાય! એમ છતાં મારેથી જ્યાં સુધી થઈ શકયું ત્યાં સુધી સ્પષ્ટ, અને સરળ રીતે સમજાવવા મેં પ્રયત્ન કર્યો છે.

ગએ સાલ એક અમેરીકન ચોપાન્યામાં એક માણસે બે સવાલો પુછ્યા, જેમાં પહેલો સવાલ એ હતો, કે "આત્માનાં હોવાપણાં પર બુધ્ધિ કબુલ કરી શકે એવી કોઈ દલીલ છે?" અને બીજો સવાલ એ હતો, કે મનુષ્ય આત્માનો સબંધ દેહથી જુદો થયા પછી પણ તેનું હોવાપણું બાકી રહે છે, એ ઉપર બુધ્ધિ કબુલી શકે એવી કોઈ દલીલ છે?" *

ઉપલા બે સવાલોનાં જવાબ યુરોપ, અને અમેરીકાનાં પદાર્થવાદિયો ( [illegible] ) અને સ્વભાવવાદિયો ( [illegible] ) મળી લગભગ સાઠ જણે આપ્યા છે. જે બધા અતરે લખવાથી નકામું લંબાણ થવાને કારણે ટુંકમાં જણાવું છું, કે બધા જવાબો લગભગ એક બીજાથી મળતા છે. અને તે બધા જવાબોની મુખ્ય મતલબ એ છે, કે "આત્મા સિધ્ધ છે. અને લગભગ બધાજ ધર્મોમાં એનું વર્ણન કરવામાં આવ્યું છે. આપણી બુધ્ધિ તેનું એવું વર્ણન કરી શકતી નથી. કે જેથી તેનું મુળ સ્વરૂપ સમજી શકાય. મુળ સ્વરૂપ સમજાવવા માટે ધર્મ જોઈએ. કારણ કે આત્માનું વર્ણન એવી રીતે કરવું કે

---

* સંપુર્ણ વિગત માટે લાહોરથી પ્રગટ થતા માસીક 'સુરી" પાનું ૧૮ ફેબ્રુઆરી ૧૯૨૮ જુઓ.

જેથી તેનું મુળ સ્વરૂપ ખરી હકીકત સાથે સમજ શકિતમાં આવી જાય, એ ઘણુંજ કઠણ, અને અશક્યનાં લગોલગ છે.” ઉપલી મતલબનાંજ દરેકનાં જવાબો છે. અને આત્માનાં હોવાપણાં ઉપર, તથા દેહ સબંધ છુટો થયા પછી પણ આત્મા મટી જતો નથી, એ ઉપર દરેક જણએ એક એક બે બે દ્રષ્ટાંતો લખ્યાં છે. જે દરેકના જુદાં જુદાં છે. પણ તે દરેકની મુળ મતલબ એકજ થાય છે.

એ ઉપરથી વાંચકવર્ગ સમજી શકે છે, કે ખરેખર એ વિષય અવર્ણ્ય છે. કલમમાં એટલી શકિત નથી, કે તેનું અપરોક્ષજ્ઞાન કરાવી દયે. અપરોક્ષજ્ઞાન માટે તો જુદાં સાધનો છે. મુળ બાબત એમ છે, કે સર્વ શકિતવાન મહાન પરમેશ્વર ( الله ) વગર બીજી કોઇ પણ હસ્તિ અનાદિ قديم થઇ શકતી નથી. (જેને મેં આત્માની સમજુતીમાં સ્પષ્ટ રીતે સિધ્ધ કર્યું છે. જે આગળ આવશે.) એ પવિત્ર હસ્તિ વગર બીજી દરેક હસ્તિઓ ઉત્પાદિત حادث છે. અને એ ઉત્પાદિત હસ્તિઓમાં એક તો દેહઆદિ સૃષ્ટિ عالم اجسام છે. અને બીજી હસ્તિઓ તેણે એવી ઉત્પન્ન કરી છે. જે અદેહાદિક છે. અને તેણે એ અદેહાદિક હસ્તિઓ عالم امر ને દેહઆદિ સૃષ્ટિ ઉપર શ્રેષ્ટા આપી છે. એ અદેહાદિક શકિતઓ (આત્મા, દેવતા ملائكه વિગેરે) ને આપણી દ્રષ્ટિ દેખી શકતી નથી. કારણ કે ઇંદ્રિયો حواس خمسه ظاهري માત્ર દેહાદિક

સમજી શકાય! એમ છતાં મારેથી જ્યાં સુધી થઈ શકયું ત્યાં સુધી સ્પષ્ટ, અને સરળ રીતે સમજાવવા મેં પ્રયત્ન કર્યો છે.

ગએ સાલ એક અમેરીકન ચોપાન્યામાં એક માણસે બે સવાલો પુછ્યા, જેમાં પહેલો સવાલ એ હતો, કે "આત્માનાં હોવાપણાં પર બુધ્ધિ કબુલ કરી શકે એવી કોઈ દલીલ છે?" અને બીજો સવાલ એ હતો, કે મનુષ્ય આત્માનો સબંધ દેહથી જુદો થયા પછી પણ તેનું હોવાપણું બાકી રહે છે, એ ઉપર બુધ્ધિ કબુલી શકે એવી કોઈ દલીલ છે?" *

ઉપલા બે સવાલોનાં જવાબ યુરોપ, અને અમેરીકાનાં પદાર્થવાદિયો ( [illegible] ) અને સ્વભાવવાદિયો ( [illegible] ) મળી લગભગ સાઠ જણે આપ્યા છે. જે બધા અતરે લખવાથી નકામું લંબાણ થવાને કારણે ટુંકમાં જણાવું છું, કે બધા જવાબો લગભગ એક બીજાથી મળતા છે. અને તે બધા જવાબોની મુખ્ય મતલબ એ છે, કે "આત્મા સિધ્ધ છે. અને લગભગ બધાજ ધર્મોમાં એનું વર્ણન કરવામાં આવ્યું છે. આપણી બુધ્ધિ તેનું એવું વર્ણન કરી શકતી નથી. કે જેથી તેનું મુળ સ્વરૂપ સમજી શકાય. મુળ સ્વરૂપ સમજાવવા માટે ધર્મ જોઈએ. કારણ કે આત્માનું વર્ણન એવી રીતે કરવું કે

---

* સંપુર્ણ વિગત માટે લાહોરથી પ્રગટ થતા માસીક 'સુરી" પા. ૧૮ ફેબ્રુઆરી ૧૯૨૮ જુઓ :

જેથી તેનું મુળ સ્વરૂપ ખરી હકીકત સાથે સમજ શકિતમાં આવી જાયં, એ ઘણુંજ કઠણુ, અને અશક્યનાં લગોલગ છે.” ઉપલી મતલબનાંજ દરેકનાં જવાબો છે. અને આત્માનાં હોવા પણાં ઉપર, તથા દેહ સબંધ છુટો થયા પછી પણ આત્મા મટી જતો નથી, એ ઉપર દરેક જણએ એક એક બે બે દ્રષ્ટાંતો લખ્યાં છે. જે દરેકના જુદાં જુદાં છે. પણ તે દરેકની મુળ મતલબ એકજ થાય છે.

એ ઉપરથી વાંચકવર્ગ સમજી શકે છે, કે ખરેખર એ વિષય અવર્ણ્ય છે. કલમમાં એટલી શકિત નથી, કે તેનું અપરોક્ષજ્ઞાન કરાવી દયે. અપરોક્ષજ્ઞાન માટે તો જુદાં સાધનો છે. મુળ બાબત એમ છે, કે સર્વ શકિતવાન મહાન પરમેશ્વર ( خدا ) વગર બીજી કોઇ પણ હસ્તિ અનાદિ قديم થઇ શકતી નથી. (જેને મેં આત્માની સમજુતીમાં સ્પષ્ટ રીતે સિદ્ધ કર્યું છે. જે આગળ આવશે.) એ પવિત્ર હસ્તિ વગર બીજી દરેક હસ્તિઓ ઉત્પાદિત حادث છે. અને એ ઉત્પાદિત હસ્તિઓમાં એક તો દેહઆદિ સૃષ્ટિ عالم اجسام છે. અને બીજી હસ્તિઓ તેણે એવી ઉત્પન્ન કરી છે. જે અદેહાદિક છે. અને તેણે એ અદેહાદિક હસ્તિઓ عالم امر ને દેહઆદિ સૃષ્ટિ ઉપર શ્રેષ્ટા આપી છે. એ અદેહાદિક શકિતઓ (આત્મા, દેવતા ملائكه વિગેરે) ને આપણી દ્રષ્ટિ દેખી શકતી નથી. કારણ કે ઇંદ્રિયો حواس خمسه ظاهري માત્ર દેહાદિક

વસ્તુઓનેજ દેખી અથવા સ્પર્શ કરી જાણી શકે છે. પણ આત્મા કે જેનો કોઇ પણ જાતનો દેહ નથી, તેને દેખી કે સ્પર્શ કરી જાણી શકતા નથી. મનુષ્ય જ્યારે દેહઆદિ પ્રપંચોથી પોતાને જુદો ગણી, પોતાની જાતને ઓળખવા માટે ખાસ એકત્રતાથી ધ્યાન ધરે છે, ત્યારેજ આત્માજ્ઞાન પ્રાપ્ત થાય છે. અને તે પછી તે આત્મા બીજી એવી અદૃષ્ય, અસ્પર્શ હસ્તિઓનું જ્ઞાન મેળવી શકે છે. પણ જ્યાં સુધી દેહાધ્યાસ રહે છે, ત્યાં સુધી આત્મ સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત થતુંજ નથી, અને બીજું એક કારણ એ છે કે અદેહાદિક, અને અસ્પર્શનું જ્ઞાન, અદેહાદિક, અને અસ્પર્શનેજ થઇ શકે છે.

બીજો મુખ્ય વિષય પુનર્જન્મનો સિધ્ધાંત ( مسئلہ ) છે. તે માટે મેં જે કાંઇ મારો અભિપ્રાય નિરૂપણ કર્યો છે, તે તો ઘણોજ સ્પષ્ટ, અને સરળ છે જેઓ એ સિધ્ધાંતમાં કોઇ પણ કારણે રસલ્યે છે, તેઓને જણાવવાની રજા લઉં છું, કે મારો નિશ્ચય એ વિષય ઉપરથી કોઇ પણ ધર્મ કે ધર્મ ગુરૂ ઉપર ટીકા કરવાનો નથી, પણ આજે એ વિષયે એક એવું રૂપ ધારણ કર્યું છે, કે ભવિષ્યે સાધારણ જ્ઞાન ધરાવતા મનુષ્યો પર કાંઇ માઠી અસર કરે, એજ કારણે એ વિષય મેં હાથ ધર્યો છે.

હું એક અલ્પમાં અલ્પ હસ્તિ હોવાનાં કારણે કોઇપણ રીતની લાયકાત ધરાવતો નથી એમ છતાં મારી વ્હાલી

કેમ એ મારી આવી તુચ્છ સેવાઓની અનેક વખતે જે કદર કરી છે, તે માટે હું ઘણો આભારી છું, અને આ વખતે એક વાર આ નાનકડા વાંચનને જો લક્ષ દઈ જોશે, તો હું મારી આ તુચ્છ મહેનતને સફળતાની ટોચે પહોંચેલી સમજીશ, અને મારા ધર્મ બંધુઓને પણ એજ વિનંતી કરીશ, કે દરેક માણસે પોતાના મૂળ સ્વરૂપનું અપરોક્ષજ્ઞાન નહીંતો પરોક્ષ જ્ઞાન તો પ્રાપ્ત કરવુંજ જોઈએ. હું કબુલ કરૂં છું કે આ નાનકડા લેખમાં પ્રથમ જ્યાં કેટલાક ફિલોસોફિક શબ્દોની સમજુતીઓ આપવામાં આવી છે, ત્યાં કદાચ કોઈને કંટાળો ઉપજે પણ તેઓએ યાદ રાખવું જોઈએ, કે દુન્યામાં જે કેટલાક રસમય વિષયો છે, તેમાં એક આ પણ છે.

મારાથી મારી આપેલી સમજુતીઓ પ્રમાણેનો કોઈ ગુજરાતી શબ્દ લખવામાં જો કાંઇ ભૂલ થઈ હોય, તો તે માટે મને વાંચક વર્ગ માફ કરશે. અને થોડી વાર માટે મારા સમજાવ્યા પ્રમાણે સમજી કામ લેશે. તો તેને મુળ બાબત સમજવામાં વાંધો આવશે નહીં. હું સંસ્કૃતભાષા જાણતો ન હોવાનાં કારણેજ મેં એવા કેટલાક કઠણ શબ્દોની સાથે અરબી શબ્દો લખ્યા છે, કે જેથી કોઈ પણ રીતની ગેરસમજુતી ન થાય. એજ.

الحمد لله اولاً وآخراً

જા. ર.

بسم الله الرحمن الرحيم

# આત્મા અને પુનર્જન્મ.

સાધારણ જ્ઞાન ધરાવતા મનુષ્યો, મનુષ્ય આત્મા نفس ناطقه માટે ગમે એવી કલ્પનાઓ કરે, અથવા એને માટે અનેક મતોમાંથી કોઈ પણ મતને માન્ય રાખે તો તે આશ્ચર્યજનક ન રહેવાય. કારણ કે એ એક એવો અસાધારણ વિષય છે. કે એમાં મોટા મોટા પદાર્થવાદિઓ, સ્વભાવવાદિઓ, અને શાસ્ત્રકારો પણ થાપ ખાઇ ગયા છે. દુન્યા દૃષ્ટિ અગર કોઈ માણસને તિવ્ર બુધ્ધિનો દેખે, તો તેથી એ જરૂરી નથી, કે તે માણસ કોઈપણ બાબતમાં ભૂલ ન કરશે, કારણ કે "મનુષ્ય જાત ભૂલને પાત્ર છે." એ વાતનો નકાર કરનાર તો ભાગ્યેજ કોઈ મળશે. જ્યારે આપણે જુના ઇતિહાસો પર નજર દોડાવીએ છીએં, તો ઘણી જગ્યાએ જોવામાં આવે છે, કે એક

વખતમાં કોઇ એક મહાન વ્યકિત એક વિષયને એક એવા રૂપમાં પ્રગટ કરે છે, કે તે રૂપમાં તે વિષયને એક જમાનો માની લ્યે છે. તેજ વિષયને તે પછીના જમાનામાં કોઇ એક બીજો મહાન પુરૂષ તેથી ઉલટા સ્વરૂપમાં સમજાવે છે, અને તેનાં વખતમાં તે વિષયને તેના સમજાવેલા સ્વરૂપમાં તે જમાનો માની લ્યે છે. એવી રીતે અનેક સ્વરૂપમાં તે વિષય આપણાં જોવામાં આવે છે. એ બાબત આપણને સમજવાને સારો અવકાશ આપે છે, કે "મનુષ્ય જાત ભૂલને પાત્ર છે."

ત્યારે હવે સવાલ એ રહયો, કે કોણ ભૂલ ન કરે? અને કઈ બાબત ખરી સમજવી? એ સવાલોનાં જવાબ હું આગળ જતાં ઘણુંજ વિગતવાર સમજાવીશ. પણ હાલ એટલું યાદ રાખવું જોઈએ, કે દુન્યા દ્રષ્ટિ આજે જેને મહાન બુધ્ધિવાન દેખતી હોય, તે જે વિષયને જે સ્વરૂપમાં આપણી સન્મુખ રજુ કરે, તેનાં કદાચ ભૂલ પણ હોય એ સંભવિત છે.

પ્રથમ આપણે આપણાં મુખ્ય હેતૂઓને હાથ ધરીએ તે પહેલાં કેટલાક શબ્દોની સમજુતી લેવી જરૂરી છે, કારણ કે એ શબ્દોનાં અર્થ જે મેં સમજાવ્યા છે, તેની સમજુતી જો વાંચક વર્ગ પ્રથમ સમજી લેશે, તો તેને મુખ્ય વિષય સમજવો ઘણોજ સરળ થઈ પડશે. અરમીક ભાષાનાં ફિલસોફિક શબ્દો, તેવીજ સમજુતી ધરાવતા ગુજરાતી શબ્દો ખોળી કાઢવા મારે માટે ઘણુંજ કઠણ કામ હતું, કારણ

કે હું સંસ્કૃત ભાષા જાણતો નથી. અને એમાંના કેટલાક શબ્દોની સમજુતી મારા સમજાવ્યા પ્રમાણે હોવાથી સમજવી જરૂરી છે, અને બીજું કારણ એ છે, કે કોઈ ભાષામાં કોઈ એક શબ્દ એવો હોય છે, કે તેવીજ સમજુતીઓ ધરાવતો શબ્દ બીજી ભાષામાં હોતો નથી તેવે વખતે થોડું ઘણું મળતાપણું ધરાવતો શબ્દ સરળતા માટે પ્રથમ ખુલાસો કરી લખવામાં આવે છે. કે જેથી કોઈ પણ રીતની ગુંચવણ ન થાય.

સાપેક્ષ=[illegible]=Relative=તે ચીજને કહેવામાં આવે છે, કે જેનું હોવાપણું જાતિ ન હોય. કોઈ બીજા હોવાપણાંએ કરી હોય તો તે સાપેક્ષ કહેવાય છે. જેવી રીતે ગંધ, સ્વાદ, આકાર, વજન, રંગ, અજવાળું, વિગેરે એટલે એ દરેક કોઈ બીજી જાતમાં મળી શકશે. કોઇ બીજી વસ્તુ વગર એઓનું હોવાપણું સિધ્ધ થઇ શકતું નથી. ઉપલા દ્રષ્ટાંતમાં ગંધ, સ્વાદ વિગેરે સાપેક્ષ કહેવાશે, અને તે જે વસ્તુની ગંધ, સ્વાદ વિગેરે હશે, તે વસ્તુને સ્વવશ કહીશું. તેમજ સાપેક્ષનું હોવાપણું કોઇ બીજી હસ્તિ વગર અશક્ય છે. સાપેક્ષના હોવા માટે સ્વવશ આવશ્યક (જરૂરી) છે. ઈશ્વર વગર જેટલી હસ્તિઓ છે, તે દરેક એ બે ગુણથી ખાલી નથી. દરેક હસ્તિઓ સ્વવશ હશે અથવા સાપેક્ષ. અને ઇશ્વર એ બન્ને લક્ષણોથી ભિન્ન છે. જેનું ટુંકમાં વર્ણન સ્વવશમાં આવશે. સાપેક્ષને અકેવલ, અને સંબંધી પણ કહે છે.

સ્વવશ.=جوہر=Absolute=ઇસ્લામી શાસ્ત્રકારો (متکلمین) સ્વવશ તેને કહે છે, કે જેનું હોવાપણું, અને ન હોવાપણું બન્ને સરખુ હોય. અને તે જ્યારે ન હોવાપણાંમાંથી હોવા- પણાંમાં આવે, તો તે વખતે કોઇ બીજી જાતને ન ચાહે, એટલે જાતે એકલું પણ કાયમ રહી શકે, અને પોતાના હોવાપણાંમાં બીજી કોઈ હસ્તિને ન ચાહે. અને તેઓની માન્યતા એવી છે, કે સ્વવશ અનાદિ થઇ શકતું નથી, અને તે માટે એ દલીલ આપે છે, કે સ્વવશની પોતાના સ્વરૂપે કરી હદ નકકી થઇ શકે છે, અને જેમાં હદ બંધી થઇ શકશે. તે અનાદી થઇ શકશે નહીં, એથી કરી એ શબ્દોનો ઉપયોગ ઇશ્વર ઉપર થઈ શકતો નથી. કારણકે ઈશ્વર માટે કોઈ હદ નકકી થઇ શકતી નથી, તે તો સર્વવ્યાપક છે.

તત્ત્વજ્ઞાનીઓ સ્વવશ તેને કહે છે, કે જે જાતે કાયમ હોય. પછી તે અનાદિ હોય કે ઉત્પાદિત ( حادث ) હોય પણ તેઓ એકે મત છે, કે જે વસ્તુ સંયુકત ( مرکب )હોય તે ઉત્પાદિત છે. અને જે સ્વવશ અસંયુકત ( مفرد ) છે, તે અનાદિ છે. એઓ માને છે, કે દરેક હસ્તિઓમાં ઉપલા બે ગુણોમાંથી એક ગુણ મળી આવશે. એટલે સ્વવશ હશે. અથવા સાપેક્ષ. કોઈ પણ હસ્તિ જો પોતાનાં હોવા પણામાં કોઈ બીજી જાતને ન ચાહે, તો સ્વવશ. નહીંતો સાપેક્ષ. હવે એ સ્વવશ દેહાદિક ( جسم ) છે, કે અદેહાદિક?

( غیرمجسم ) જો સંયુકત હશે તો દેહ વાળું હશે. અને જો દેહાદિક નથી તો ફિલોસફરો તેને સ્વયંભુ, સ્વતઃસિદ્ધ વિગેરે કહે છે. હવે એ સ્વવશ (સ્વયંભુ) નું પૃથ્થકરણ થઈ ન શકશે. ઉપલી સ્વવશ, અને સાપેક્ષની સમજુતીમાં સંયુક્ત. તથા દેહને લાવવામાં આવ્યો છે. તેનું કારણ એજ છે, કે સ્વવશની તરેહો દેહાદિક, અને અદેહાદિક પરથી સારી રીતે સમજી શકાય છે. જેટલાં સ્વવશો અસંયુકત છે. એઓનુંજ સમજવું કઠણ કામ છે. વળી એ દેહ વગરની સ્વવશ હસ્તિઓ બે તરેહની થાય છે. તેમાં એકતો એવી છે. કે જેઓ દેહોમાં માત્ર પોતાનો ગુણ બતાવે છે. જેઓને મનુષ્ય આત્માઓ, દિવ્ય આત્માઓ, અલ્પ આત્માઓ, અધમ આત્માઓ, વિગેરે કહેવામાં આવે છે. વળી એ દિવ્ય આત્માઓ ( ملائکہ ) માં કેટલાક તો પૃથ્વિ ઉપર પણ છે. અને કેટલાક એવા છે, કે જેઓ માત્ર ઈશ્વરી પ્રકાશમાં ડુબેલાઓ છે, જેઓને દેહાદિક હસ્તિઓની જરાએ ખબર હોતી નથી, અને કેટલાક એવા આત્માઓ પણ છે જે સ્વભાવે કુછંદી, અને ટંટો ફિસાદ કરવા વાળા છે. જેઓને અધમમાં અધમ આત્માઓ (નર પિશાચ. شیطان ) કહેવામાં આવે છે. અને કેટલાક એવા છે. કે જેઓ ભલાઈ, અને બુંડાઈ દરેક ગુણોને પ્રાપ્ત કરવાની લાયકાત ધરાવે છે. એટલે સુકર્મિ કુકર્મિ થઈ શકે છે. જેને દાનવ ( جن ) કહેવામાં આવે છે.

સ્વવશ માટે ઉપર મુજબ ટુંકમાં ખુલાસો છે. સ્વવશને કેવલ, નિસશંશય વિગેરે પણ કહે છે.

સ્પષ્ટ بدیہی તેને કહેવામાં આવે છે જેની જાણ વગર દલીલે અને વિચારે થઈ શકે દાખલા લેખે "મનુષ્યનો હાથ તેનાં દેહથી નાનો છે" અથવા "બેનું અડધું એક" એવી જાણોને સ્પષ્ટ કહેવામાં આવે છે.

સ્વભાવ.=طبیعت=તે ગુણોને કહેવામાં આવે છે કે જે દરેક દેહમાં તે દેહને અનુસરતો ઉત્પત્તિ થીજ ભેગાયલો હોય. જેવી રીતે મનુષ્ય સ્વભાવ ખાવું, પીવું, ઉંઘવુ જાગવું, ચળવળ વિગેરે મનુષ્ય દેહમાં તેનાં આરંભથીજ ભેળાયલું છે. એ ગુણો તેની ઇચ્છાઓથી નષ્ટ થઈ શકતા નથી. કેટલાક કહે છે, કે સ્વભાવ એક એવી શકિત છે, જે મનુષ્યને છેવટની ટોચે પહોંચાડવા માટે દેહમાં ઘર કરી રહેલ છે. કેટલાક કહે છે કે સ્વભાવમાં જો ભાન અને ઇચ્છા ન હોય તો દેહના આરંભ અને ચળવળની જગ્યા છે. કેટલાક કહે છે કે દેહની તે શકિતને સ્વભાવ કહેવામાં આવે છે કે જે ભાન, અને ઇચ્છા વગર મનુષ્યથી સ્થિરતા, અને અસ્થિરતાની પ્રગટતા થઈ જાય છે. કેટલાક વનસ્પતિ જીવની સમજુતીમાં એમ જણાવે છે, કે જે કાંઇ ચળવળ દેહોથી થઈ જાય છે. તેમાં એક ઇચ્છા પુર્વક થાય છે, અને બીજી વગર ઇચ્છાએ થઇ જાય છે. હવે એ બંન્ને રીતની ચળવ-

જોમાં પાછી દરેકની બે બે તરેહો છે. તેમાં જે ઈરાદા પુર્વક થાય છે. તેમાં એકતો એવી તરેહની છે જે સદા એકજ રીતે થાય છે. દાખલા લેખે ગૃહોની ચાલો કે જે પોતાના નિયમ અનુસાર એકજ રીતે ચાલ્યા કરે છે, અને ઈચ્છા-પુર્વકમાં બીજી ચળવળ એવી છે. જે એકજ રીતે નથી. દાખલા લેખે જાનદારોની ચળવળો કે જે એક બીજાથી જુદી રીતે થયા કરે છે. અને જે ચળવળો વગર ઈચ્છા, અને ભાને કરી થાય છે. તેમાં પણ એક સદા એક રીતે થાય છે, દાખલા લેખે આકૃષણ શકિત કે જે પંચ મહાભૂતમાં છે. પૃથ્વિનાં તત્વો પૃથ્વિ ખેંચે છે, તેજનાં તત્વોને તેજ ખેંચે છે. જળના તત્વોને જળ ખેંચે છે. વિગેરે અને ભાન, અને ઈચ્છા વગર જે ચળવળો જુદી જુદી રીતે થાય છે. તે બીજી તરેહ છે. એ આકૃષણ વિગેરે શકિતઓનું નામ સ્વભાવ છે. કેટલાક કહે છે, કે સ્વભાવ એક એવી શકિત છે, જે દેહની પુંર્ણતાની રક્ષક છે, અને સ્વરૂપોની કર્તા છે, અને પ્રકૃતિને આધીન છે, અને પ્રાણની દરેક શકિતઓમાં એક શકિત એ સ્વભાવ છે.

તત્વજ્ઞાનીઓ સ્વભાવને દેહ સ્થિતીઓ તરફ ખેંચે છે અને કેટલાક શાસ્રકારો સ્વભાવની નીસબત આત્મા સાથે બતાવે છે. કેટલાક એના ચાર અર્થ કરે છે.(૧)મનુષ્ય આત્માનો ખાસ ગુણ (૨) સ્વરૂપનું અનુક્રમ (૩) જ્ઞાનશકિત (૪) જીવની ચળવળ.

પ્રકૃતિ= ماده (Matter) મૂળ પ્રકૃતિ તો તત્વજ્ઞાની-ઓનો જીવ છે. જે માણસને એની સમજુતી નથી. તે માણસ એઓની આગળ માણસ નથી પણ હેવાન છે. એની સમજુતી માટે જો એક દળદાર પુસ્તક લખાય તોજ એના મુળ સ્વરૂપનું કાંઈ એક ભાન થઇ શકે. કારણ કે એનું સ્વરૂપ એક બે પાના પર સહેલાઈથી સમજાવી શકાય એવું નથી. એના પ્રથમ ટુંકમાં અર્થો સમજવા જરૂરી છે.

પદાર્થ વાદીઓ જેને "રસાયન ક્રિયા" કહે છે. અને સ્વભાવવાદીઓ જેને કુદરત(Nature. સ્વભાવ) કહે છે, તેને શાસ્ત્રકારો પ્રકૃતિ અથવા માયા કહે છે. પ્રકૃતિ એટલે મહાભુતનો સમુદાય=સ્થતી=શરીરનું મુળ બંધારણ=મુળ તત્વ.=જે આદિ શકિતથી આ જગત્ રચાયલી છે તે ગુણ=આધાર શકિત= વિશ્વની ઉત્પત્તિ ઉપર આદી પુરૂષની અગાઉ પેદા થએલી આદિમાયા=પ્રકૃતિ એટલે સ્વભાવના ત્રણ ગુણ(૧) સત્વ,(૨)રજ, (૩)તમ;=

તત્વજ્ઞાનીઓ એની સમજુતી એ આપે છે કે પ્રકૃતિ તે સ્વવશ (કેવલ)ને કહેવામાં આવે છે કે જે જાતે સંપુણ અને કાયમ છે, અને તેમાં બીજા ગુણો અને સ્વરૂપો કબુલ કરવાની લાયકાત હોય છે, બધી વસ્તુઓમાં એક એવી ચીજ હસ્તિ ધરાવે છે કે જેથી તે વસ્તુ એક સ્થાનથી બીજા સ્થાનમાં હોઈ શકવાનો અને તરેહવાર સ્વરૂપો ધારણ કરવાનો

ગુણ ધરાવે છે. તેને પ્રકૃતિ કહેવામાં આવે છે. દાખલા લેખે જેવી રીતે કહેવામાં આવે છે કે "માણસ માટીથી ઉત્પન્ન કરવામાં આવ્યો છે." આ વાકય પર સવાલ એ ઉત્પન્ન થાય છે, કે આ જીવવાળી સ્થિતીમાં પણ માટી પોતાના મુળ સ્વરૂપમાં એ માણસમાં છે કે નહીં? અગર જીવવાળી સ્થિતીમાં પણ માટી તેનાં મુળ સ્વરૂપમાં માનીશું, તો માટી તો જડરૂપ (એટલે જીવવગરની છે.) તો એક વસ્તુ એક સ્થિતીમાં જીવવાળી પણ છે, અને જડ રૂપ પણ છે. એમ માનવું પડશે. તો એ અશકય છે. અને જો એમ માનીએ કે પ્રાણવાળી સ્થિતીમાં માટી નથી. તો માનવું પડશે કે મનુષ્ય માટીથી ઉત્પન્ન થયો નથી. અને માટી પોતાનાં બધાં તત્ત્વો સાથ તેમાંથી નષ્ટ થઇ ગઈ. તો એ પણ અશકય છે, ત્યારે માનવુંજ પડશે, કે પ્રકૃતિ કે જેમાં માટીનું સ્વરૂપ હતું, તે ખાસ સ્વરૂપ મટી પ્રકૃતિમાં બીજું પ્રાણ સાથ સ્વરૂપ ઉત્પન્ન થયું. એ ઉપરથી હવે સમજાઇ ગયું હશે. કે દરેક વસ્તુઓમાં એક એવી ચીજ હસ્તિ ધરાવે છે. જે તરેહવાર અસરો કબુલ કરવાની લાયકાત રાખે છે. એનું નામ મુળ પ્રકૃતિ.

દેહ.= جسم = Body = તે વસ્તુને કહેવામાં આવે છે, કે જેની લંબાઈ, પહોળાઈ, અને ઉંચાઈ બતાવી શકાય.

બક્ષિશ=فیض=બક્ષિશનાં અર્થ જે આમ લોકો સમજે છે, તેવી રીતે સમજવા ન જોઇએ. પણ એના ખરા અર્થ સુર્યના પ્રકાશની જેમ સમજવા. જે પૃથ્વિ પર પડે છે, એમાં પણ કેટલાકોએ થાપ ખાધી છે. જેઓ કહે છે, કે "સુર્યના કિરણો સુર્યથી જુદા થઈ પૃથ્વિ પર ફેલાય છે," એ માન્યતા તદ્દન ભૂલ ભરેલી છે. મૂળ બાબત એમ છે કે સુર્યનાં પ્રકાશથી પૃથ્વિ પર એક એવી ચીજ ઉત્પન્ન થાય છે કે તે સુર્યના પ્રકાશથી પ્રકાશિત હોવામાં મળતી છે. જેવી રીતે આરસીમાં જોવાવાળાનો પડછાયો આરસીમાં પડે છે. એ પડછાયાનાં કાંઇ એવા અર્થ થતા નથી, કે જોવાવાળાનાં તત્વો તેનાથી જુદાં થઈ આરસી સાથ લાગી જાય છે. પણ એનાં અર્થ એ થાય છે, કે એક એવું સ્વરૂપ જે જોવાવાળાને મળતું છે, તે આરસીમાં ઉત્પન્ન થાય છે. મુળ સ્વરૂપમાં તેથી કાંઇ વધઘટ થતી નથી બક્ષિશના અસ્લી અર્થ ઉપલાં દ્રષ્ટાંતો એ સમજવાં. કારણ કે બક્ષિશનો શબ્દ આ પુસ્તકમાં મોટે ભાગે જ્યાં છે, ત્યાં ઇશ્વર બક્ષિશ માટે છે, અને ઇશ્વરમાં વધઘટ થઈ શકતી નથી. માટે એનાં આ ખાસ અર્થ સમજવા. જે આમ લોકો એના અર્થ કરે છે, તે ન સમજવા.

સ્થાયી=مکانی=તે વસ્તુને કહેવામાં આવે છે, કે જેને માટે કોઇ સ્થાન (જગ્યા) નું હોવું જરૂરી હોય. સ્થાન વગર જેનું હોવું અશક્ય હોય તે વસ્તુને સ્થાયી કહે છે.

આવશ્યક = لازمی = આવશ્યક તે સાપેક્ષને કહેવામાં આવે છે, કે જે પોતાનાં મુળથી જુદો થઇ ન શકે. જેવી રીતે કાગડાથી કાળક (એટલે કાળક કાગડાથી જુદી થઈ શકતી નથી. કારણ કે કાળક કાગડા સાથે આવશ્યક (જરૂરી) છે.

સંભવિત = ممکن = જેનું હોવાપણું, અને ન હોવાપણું જરૂરી ન હોય, તેને સંભવીત કહે છે.

વિરોધિ = نقیض = Contradictory = તેને કહે છે કે જે એકી વખતે એક સ્થાનમાં બે ભેગાં ન થઈ શકે. દાખલા લેખે "આ વસ્તુ લાંબી પણ છે, અને ગોળ પણ છે, તો લાંબાપણું, અને ગોળપણું એક વસ્તુમાં એકી વખતે હોવું અશકય છે. એ લાંબાપણું આવે વખતે ગોળપણાંનું વિરોધિ કહેવાશે.

તત્ત્વ = عنصر = પ્રથમ ઉત્પન્ન થએલી મુખ્ય વસ્તુઓ જે સૃષ્ટિનાં બંધારણમાં આવે છે તે. પૃથ્વી, જળ, વાયુ, તેજ, અને આકાશ, એ પાંચમાંની દરેક.

મુખ્ય વર્ગ = جنس = Genus = દરેક ચીજનું મુખ્ય પણું દાખલા લેખે મનુષ્ય, પશુ, પક્ષિ, એ દરેક જીવવાળાં છે. એ જીવપણું મુખ્ય વર્ગ કહેવાશે. હવે એ ત્રણેમાં એક એકથી એક એકને જે જુદાપણું છે તેને પેટાજાતિ કહે છે (Species نوع ) પક્ષિને બે પાંખો છે, તે પશુ, અને મનુષ્યને નથી, એ પેટાજાતિ. અથવા પશુને ચાર પગ છે, તે મનુષ્ય,

અને પક્ષિને નથી, એ પેટાજાતિ. અથવા મનુષ્ય જ્ઞાનરૂપ છે, તે પશુ, અને પક્ષિમાં નથી એ પેટાજાતિ થઇ. એવીજ રીતે બ્રાહ્મણ, ક્ષત્રિ, વણિક. એ દરેક મનુષ્ય છે, તો એમાં મનુષ્યપણું મુખ્ય વર્ગ કહેવાશે, બ્રાહ્મણ ક્ષત્રિ, અને વણિક-પણું પેટાજાતિ કહેવાશે.

પુનર્જન્મ=تناسخ=Transmigration of Soul એટલે એક આત્મા એક દેહની સાથે અમુક વખત પોતાનો સબંધ રાખી, તે સબંધને તે દેહથી છુટો કરે, અથવા એક આત્માનો એક દેહથી સંબંધ જોડી તે સબંધને અમુક સમય વિતે જુદો કરવામાં આવે. તેજ આત્મા પાછો કોઇ બીજા દેહ સાથે પોતાનો સબંધ જોડે, અગર જોડવામાં આવે, અને તે આત્માને જે સબંધ તેના પહેલા દેહ સાથે હતો તેવોજ સબંધ આ બીજા દેહ સાથે પણ રહે. એને પુનર્જન્મ, અને આવાગમન પણ કહે છે.

અનાદિ=قدیم=એટલે આદિ વિનાનું. જેનુ પ્રારંભ ન હોય તે. જેનાં હોવા પણાંની કોઈ હદ ન હોય તે.

અમર (અનંત)=ابدی=જેનાં હવે પછી હોવાની કોઈ હદ ન હોય તે.

ઉત્પાદીત=حادث=ઉત્પન્ન થએલું, પેદા થએલું,

હવે આપણે જ્ઞાન વિશે કેટલીક સમજુતી લઇ આપણા મુખ્ય વિષય ઉપર આવીશું. પણ મુખ્ય વિષય ઉપર આવવા

પહેલાં જ્ઞાન વિશે ટુંકમાં સમજુતી લેવી ઘણીજ જરૂરી છે.

જ્ઞાન=[illegible]=Sense=એની સમજુતીમાં વિદ્વાનોનો ભારે મત ફેર છે. જ્ઞાન માટે સ્વભાવિક કેટલાક સવાલો ઉત્પન્ન થાય છે. જો તેનો પ્રથમ ખુલાસો કરીશું, તો એની હકીકત કંઇએક સમજાય જશે.

**સવાલો.**

(૧) એ સ્વવશ છે કે સાપેક્ષ ?

(૨) એ મુખ્ય વર્ગ છે. કે પેટા જાતી ?

(૩) જ્ઞાન કેટલી તરેહનું થાય છે ?

(૪) જ્ઞાન મનુષ્યનાં કયા ભાગમાં રહે છે ?

ઉપલા સવાલોનાં જવાબો સમજવા ઘણાંજ જરૂરી છે, કારણ કે જે માણસ એટલું પણ ન જાણતો હોય, કે [illegible]માં જ્ઞાન શું ચીજ છે? અને તે કેટલા પ્રમાણ, અને [illegible]માં છે. અને તે શરીરનાં કયા ભાગમાં રહે છે? તો તે મનુષ્ય નથી, પણ માત્ર પ્રાણી છે. કારણ કે પ્રાણીમાત્ર, [illegible] અને મનુષ્યમાં માત્ર જ્ઞાન, અને વિદ્યાના કારણે જુદાપણું કહેવામાં આવે છે. એમતો ખાવા, પીવા, ઉંઘવા, જાગવા વિગેરે બીજી અનેક સ્વભાવિક સ્થિતીઓમાં મનુષ્ય અને હેવાનો એક સરખાં છે, કારણ કે એ દરેક બાબતો બધા જીવવાળાઓમાં પ્રત્યક્ષ છે. ઇશ્વરી આજ્ઞાઓનો બોજ જે માત્ર મનુષ્ય જાત પર ધરવામાં આવ્યો છે, તેનું એજ કારણ છે, કે ઇશ્વરે મનુષ્ય જાતને જ્ઞાન, અને વિદ્યાની [illegible] છે.

જ્ઞાન માટે કેટલાકોનું એમ માનવું છે, કે જ્ઞાન પણ આત્માની જેમ એક સ્વવશ હસ્તિ છે. પણ દેહની ઉપર એની સત્તા નથી. દેહ પર સત્તા માત્ર આત્માનીજ છે. જેથી કરી આત્માનું જ્ઞાનથી જુદાપણુ સમજી શકાય છે. કેટલાક કહે છે કે જ્ઞાન પ્રકૃતિથી ભિન્ન, એક સંપુર્ણ સ્વવશ હસ્તિ છે, કારણ કે જો એ સાપેક્ષ હતે તો કદી એક માણસમાં હોવી, કદી તેજ માણસમાં ન હોવી. પાછી તેજ માણસમાં હોવી એવી રીતે જાવ, આવ, કરી ન શકત. કારણ કે સાપેક્ષ જાતે કાયમ નથી, કેટલાક કહે છે, કે "જ્ઞાન પરખ કરવાનું હથ્યાર છે." એ વાકય પરથી જ્ઞાન સ્વવશ, અને સાપેક્ષ બન્ને સિધ્ધ થાય છે. કારણ કે હથ્યાર કોઈ ગુણ નથી, એટલે સ્વવશ છે. અને સંભવિત છે કે આત્માનો કોઈ ગુણ હોય. તો સાપેક્ષ કહેવાશે. કેટલાક કહે છે કે જ્ઞાન સાપેક્ષ છે. એનું સ્વવશ હોવું અશકય છે. કારણ કે જ્ઞાની પુરૂષ જ્ઞાન વડે આજ્ઞાઓ, અને દરેક કૃત્યનાં સારાં માઠાં પરિણામો સિધ્ધ કરી શકે છે. આજ્ઞાઓ જ્ઞાની માટે છે. કાંઈ જ્ઞાન માટે નથી. એ પરથી સિધ્ધ થાય છે, કે જ્ઞાન સાપેક્ષ છે. એ સ્વવશ નથી.

હવે જેઓ એને સાપેક્ષ Relative કહે છે, તેઓમાં પણ મત ફેર છે. તેએમાં કેટલાક તો કહે છે, કે "જ્ઞાન એક જાતની ક્રિયાનું નામ છે, જો એને એક જાતની ક્રિયા

ન માનશો તો અજાણને પણ જ્ઞાની કહેવો પડશે." એ વાત વ્યાજબી નથી. કારણ કે જે માણસ દરેક વિદ્યા પર પ્રબળ હોય તેનેજ જ્ઞાની કહેવું જરૂરી નથી, મનુષ્ય અસંખ્ય જાણોથી અંજાણ હોવા છતાં, માત્ર એક પણ વિદ્યા કે હુન્નર જાણતો હોય, તો તેને પણ જ્ઞાની કહી શકાય છે અને તેને માટે એ પણ જરૂરી નથી, કે જે વિષયો કે દલીલો વડે સિધ્ધ કરવા પડે છે. એવા વિષયોને જાણતો હોય. હા! જે બાબતો કે જરૂરી, અને સ્પષ્ટ છે તેને જાણવું જરૂરી છે. તમામ વિષયો જાણવા જરૂરી નથી. આંધળો, અને બહેરો જો કે તેઓમાં જોવાની, અને સાંભળવાની શકિતઓ નથી, એમ છતાં પણ જ્ઞાની કહેવાય છે.

કેટલાકો કહે છે, કે "જ્ઞાન એટલે કેટલીક જરૂરી ચીજોની જાણ" દાખલા લેખે "જ્યાં અગ્નિ હશે ત્યાં ગરમી હશે," અથવા "જે જે વસ્તુઓ હસ્તિ ધરાવે છે તે અનાદિ હશે અથવા ઉત્પાદીત." એટલે દરજે સુધીનું જ્ઞાન ધરાવનાર પણ જ્ઞાની કહેવાશે. કેટલાક કહે છે, કે જ્ઞાન એક સ્વભાવિક શકિત છે. જ્યારે ઇંદ્રિયોની શકિતઓ જેવી રીતે હોવી જોઇએ એવી સ્થિતીમાં હોય, તે વખતે સાચ્ચ, અને જરૂરી વસ્તુઓની જાણ જે પોતાની મેળે પ્રાપ્ત થઇ જાય છે એનુંજ નામ જ્ઞાન છે. પણ એ જરૂરી જાણો માટે બધા જગતની જાણ જરૂરી નથી. કારણ કે જરૂરી જાણોમાં પણ કોઇ વખતે

આંખ ન હોવાના કારણે રંગો, સ્વરૂપો વિગેરેની ભિન્નતાથી અંજાણુ રહે છે. અથવા નપુશક હોવાનાં કારણે સંભોગની મઝા સમજી શકતો નથી. અથવા ઉંઘેલો માણુસ તેની આગળ એક સ્પષ્ટ વસ્તુ હોવા છતાં દેખી શકતો નથી. ઉપલા કારણોએ કરી કાંઈ જ્ઞાન વગરનો કહેવાતો નથી. કેટલાકો કહે છે કે "જ્ઞાન એક એવો ગુણ છે, જેથી સારાં માઠાંની પરખ થઈ શકે છે," કેટલાક કહે છે, કે જ્ઞાન એક આત્મિક પ્રકાશ છે, જે વડે આત્મા જરૂરી, અને સ્પષ્ટ જાણુને પ્રાપ્ત કરે છે. કેટલાક કહે છે, કે જ્ઞાન એક પ્રકાશ છે. ઈંદ્રિયો વડે જે જે વસ્તુઓની જાણુ ભેજામાં એકઠી થાય છે. તેને જ્ઞાન આત્માની આગળ હાજર કરે છે. તે વખતે આત્મા તે જાણુ ને પોતાની તરફ ખેંચી લ્યે છે. અને તે હાજર વસ્તુની જાણ પરથી કેટલીક છુપી વસ્તુઓને પણ જાણી લ્યે છે. કેટલાક કહે છે કે જ્ઞાનનાં ચાર અર્થ થાય છે. (૧) જ્ઞાન એક સ્વભાવિક શકિત છે, કે જેથી જરૂરી, અને સ્પષ્ટ ચીજો સમજી શકાય છે, (૨) જ્ઞાન એટલે કેટલીક જરૂરી, અને સ્પષ્ટ ચીજોની જાણ, (૩) જ્ઞાન એટલે વ્યવહારે પ્રાપ્ત થએલી જાણ. (૪) સ્વભાવિક શકિત જ્યારે એટલે દરજે સુધી પહોંચી જાય, કે સારાં માઠાં કૃત્યોનું પરિણામ સમજી શકાય, એનું નામ જ્ઞાન. કેટલાક કહે છે, કે જેઓ

જ્ઞાનને એક જાતની વિદ્યા માને છે. તેઓ ખરા નથી. કારણ કે જ્ઞાનતો વિદ્યાનું એક ફળ છે. જેઓએ એ જ્ઞાનને એક જાતની વિદ્યા કહી છે, તે તો માત્ર દ્રષ્ટાંત રૂપ કહી છે. જેવી રીતે દુન્યામાં ઘણાં વૃક્ષો એવાં છે. કે તેઓનાં ફળનું નામ પણ તેજ છે, તેથી તે બન્ને એક થઈ શકતાં નથી. દ્રષ્ટાંત રૂપ "રાયણ" કે વૃક્ષનું નામ પણ રાયણ અને ફળનું નામ પણ રાયણ. એથી તે બન્ને એકજ છે એમ નથી.

કેટલાક ફિલોસફરો કહે છે કે આત્માનો સબંધ સ્પર્શ શક્તિઓ عالم اجسام સાથે પણ છે, અને અસ્પર્શ શક્તિઓ عالم ... સાથે પણ છે. અને આત્મા અસ્પર્શ શક્તિઓ (એટલે દેવતા. ...)વિગેરેનાં સબંધે કરી પણ લાભ ઉઠાવે છે, અને દેહાદિક જગત્ عالم اجسام નાં સબંધે કરી દેહામાં અનેક તરેહોનાં ગુણો ઉત્પન્ન કરે છે. દરેક રીતે આત્મા માટે જુદી જુદી શક્તિઓ છે. જ્યારે આત્મા અસ્પર્શ શક્તિઓ વડે લાભો ઉઠાવી પોતાની જાણોને પ્રકાશીત કરે છે. એને સ્વભાવિક જ્ઞાન عقل فطری કહે છે. અને સ્પર્શ શક્તિઓ વડે આત્મા દેહોમાં પોતાનો ગુણ બતાવી પોતાની જાણોને પ્રકાશિત કરે છે, એને વ્યવહારિક જ્ઞાન عقل عملی કહે છે. હવે એ દરેક જ્ઞાનના ચાર ચાર દરજા છે. એમાં સ્વભાવિક જ્ઞાનનો પહેલો દરજો પ્રાકૃતિક જ્ઞાન عقل هیولانی કહેવાય છે. એટલે એ દરજામાં આત્મા માત્ર સમજવા જોગ ને સમજ-

વાને લાયક રહે છે. એ વગર તેમાં કોઈ બીજો દરજ્જો પ્રગટતા વિગેરેનો હોતો નથી. જેવી રીતે બાળકની સ્થિતી. કે તે પોતાનાં બાળપણમાં લખવું. વાંચવું, ખેતી, વેપાર, વિગેરે પોતાના જાતી હુનરોને લાયક હોય છે. પણ કરી શકતો નથી હાં! મોટો થઈ કરી શકે છે, અને બીજાં પ્રાણીઓ, વનસ્પતીઓ, અને બીજી જડરૂપ વસ્તુઓમાં એ લાયકાત હોતી નથી. ઉપલી સ્થિતી વખતે એટલે બાળ વયમાં જે જ્ઞાન હોય છે, તે માત્ર પ્રાકૃતિક જ્ઞાન કહેવાય છે. અને એને પ્રાકૃતિક જ્ઞાન એટલા માટે કહેવામાં આવે છે, કે તે વખતે એ શકિત જ્ઞાનમાં આવી શકે એવાં સ્વરૂપોથી એવી રીતે ખાલી રહે છે, જેવી રીત મૂળ પ્રકૃતિ (هیولی) સ્પર્શ સ્વરૂપો, અને આકારોથી ખાલી રહે છે.

એ સ્વભાવિક જ્ઞાનનો બીજો દરજ્જો શિઘ્રજ્ઞાન(عقل بالملکه) કહેવાય છે. એટલે જરૂરી, અને સ્પષ્ટ જાણીને એવી રીતે જાણવી, કે જે પરથી અસ્પષ્ટ જાણેલું પણ જ્ઞાન પ્રાપ્ત થઈ જાય. એ વખતે સ્પષ્ટ સ્વરૂપોનો છાપ જે ભેજામાં પડે છે, તે પરથી આત્મા તેની દરેક બારીકીઓમાં પોતાનું જ્ઞાન દોડાવવાને લાયક થઈ જાય છે. તેથી એ જ્ઞાનની પદ્ધિને શિઘ્રજ્ઞાન કહેવામાં આવે છે. એ પદ્ધિમાં મનુષ્ય ઉપર ઈશ્વરી આજ્ઞાઓ ફરજ થઈ જાય છે. અને મનુષ્ય **પ્રાણીમાત્રના દરજાથી**

ઉપરની પદ્વીએ પહોંચે છે. અને એજ પદ્વિમાં પોત પોતાનાં મતફેરોનાં કારણે દુન્યામાં અનેક ધર્મો નજરે પડે છે.

એ સ્વભાવિક જ્ઞાનનો ત્રીજો દરજ્જો સામયિક જ્ઞાન علم ضروری કહેવાય છે. એટલે એ પદ્વિપર પહોંચી જરૂરી. અને સ્પષ્ટ જાણુંને એવી રીતે જાણે છે, કે માત્ર ઇચ્છાથી પોતાની જરૂરતોને હાજર કરી તેથી પરીણામ દેખાડી શકે છે. દાખલા લેખે લેખક અગર લખી સકુંયો ન હોય. અથવા લખવાનું કામ થોડી મુદત ન કર્યું હોય. એમ છતાં જ્યારે ઇચ્છા કરે કે તુર્ત લખી શકે છે. તેનાં થોડા વખતના તજી દીધાથી પાછું શીખવાની જરૂરત નથી. કેટલાકો એની સમજુતી એમ આપે છે, કે એ દરજામાં માણસનાં ધ્યાનમાં જરૂરી. અને સ્પષ્ટ જાણુંનો છાપ પડી ગએલો હોવાથી જરૂરતો પ્રત્યક્ષ રહે છે. તેથી કરી જ્યારે ચાહે છે ત્યારે તેને હાજર કરી છેવટ દેખાડી શકે છે.

એ સ્વભાવિક જ્ઞાનનો ચોથો દરજ્જો ગર્ભિત જ્ઞાન, علم [illegible] કહેવાય છે. એમાં આત્મા તે દરજા સુધી પહોંચી જાય છે, કે એમાં અદૃષ્ય શકિતઓ તેની આગળ સ્પષ્ટ થઇ જાય છે. એ પદ્વીમાં માણસ માત્ર ઈશ્વરથીજ પોતાનાં લાભોની માંગણી કરે છે, અને તેને એક ચીજ જાણવા માટે કોઇ બીજા માણસનાં શબ્દોની જરૂર હોતી નથી. એ પદ્વિ ખાસ નબીયો (અલ.) નો છે. એમ છતાં એ પદ્વીનો પડછાયો સમાન કંઈક

હીસ્સો પદાર્થ વાદિઓ, અને સ્વભાવવાદિઓ ને પણ પ્રાપ્ત થઈ શકે છે.

હવે વ્યવહારિક જ્ઞાન ( عقل عملي )ના ચાર દરજાઓને એક પછી એક લઈયેં. એમાં પહેલા દરજાને તો વિવેક બુધ્ધિ ذهن زیرک કહે છે. એટલે ઇશ્વરે જે જે જાહેર ક્રિયાઓ કરવા માટે આજ્ઞાઓ કરી હોય તે કરે. બીજો દરજો એ છે કે હૃદયમાંથી ભુંડા વિચારો દૂર કરી પવિત્ર વિચારોને જગ્યા આપે, અને ઇશ્વર વગર હૃદયમાંથી સર્વને હાંકી કહાડે, ત્યારે ત્રીજી પદ્વીને યોગ્ય થઈ જાય છે. એ ત્રીજા દરજામાં તેને દેવતાઓ વિગેરે છુપી શકિતઓનો સંગ થાય છે, કારણ કે જ્યારે માણસ જાહેર, અને છુપાં કૃત્યોમાં પોતાની જાતને દરેક ભુંડાઈઓથી બચાવે છે, અને પવિત્રના શૃંગારથી સજ્જ થાય છે, અને ઉપલી બે પદ્વીઓ પામી આગળ વધે છે. ત્યારે તે માણસ અદૃષ્ય શકિતઓ એટલે દેવતાઓ વિગેરેને જ્ઞાન ચક્ષુ વડે દેખી શકે છે. અને એ પદ્વીમાં આત્મા અદ્વિતિય مجرد થઈ જાય છે. જેને કોઈ બીજો દેખી કે સમજી શકતો નથી. તે પછી તે ચોથી પદ્વિપ્રાપ્ત કરવાને યોગ્ય થઈ જાય છે, એ ચોથી પદ્વીમાં તેની વિચિત્ર સ્થિતી થઇ જાય છે. એ પદ્વિમાં તે દરેક શકિતને ઈશ્વરની શકિતનો નમુનો, અને દરેક જાણને ઇશ્વરની જાણનો પડછાયો દેખે છે.

بلیلی هرچه ماند عین لیلی است

હવે જે જાણવાનું છે તે એ છે, કે જ્ઞાન મુખ્યવર્ગ કે પેટા જાતી? તો એતો ઘણુંજ સ્પષ્ટ છે, કે એ મુખ્યવર્ગ છે. કારણ કે કોઇ પણ એમ કહેતું નથી, કે “આ જ્ઞાન કોઈ એક બીજી જાતની તરેહ છે” એટલે એને મુખ્યવર્ગ માનવો પડશે.

હવે એમાં જે એક બાબત સમજવાની રહી તે એ છે કે, એનું સ્થાન કયાં છે? એ માટે કેટલાકતો કહે છે, કે એનું સ્થાન હૃદય قلب છે, અને એનો પ્રકાશ ભેજામાં છે. કેટલાક કહે છે, કે એનું સ્થાન આખું મસ્તક કહેવું જોઇએ.

ઉપર પ્રમાણે જ્ઞાનની હકીકત છે. હવે આપણે કેટલીક જરૂર જોગ સમજુતીઓ લઇ ચુકયા, તેથી હવે આપણે આપણાં મુખ્ય વિષય ઉપર આવીશું, તો તે સહેલાઈથી સમજી શકવામાં વાંધો આવશે નહીં.

**મનુષ્ય આત્મા** (Soul نفس ناطقه)

પદાર્થ વાદિઓ, ([illegible]) સ્વભાવવાદિઓ, ([illegible]) અને શાસ્ત્રકારો (متکلمین) માં મનુષ્ય આત્મા માટે ભારે મતફેર છે. જેમાં કેટલાક મતો નીચે પ્રમાણે છે.

(૧) મનુષ્ય આત્મા દેહથી ભેળાઇ દેહથી એકત્ર થઈ ગએલો છે. જેવી રીતે જળમાં મીઠું ઓગળી એકત્ર થઈ જાય છે. (ફરફોરિકુસ)

(૨) મનુષ્ય આત્મા એક એવો વાયુ છે, જે દેહમાં પ્રસરી પોતાનો ગુણ બતાવી શકે છે. (અફ્લુતરખસ.)

(૩) મનુષ્ય આત્મા એટલે મનુષ્ય દેહની મૂળ ગરમી (ગ્રીક ડોકટરો.)

(૪) મનુષ્ય આત્મા શરીરમાં જળરૂપ છે. (તાલીસમતલી.)

(૫) મનુષ્ય આત્મા દેહથી એકત્ર થઇ શકે એવો પંચમહાભુતથી બનેલો છે. કારણ કે જ્ઞાન માટે કોઇ એક સબંધ હોવો જરૂરી છે. કેમકે આત્મા પોતાનાં જ્ઞાન વડે પ્રાણીઓ, વનસ્પતિઓનું જુદાપણું સમજી શકે છે (અબનાવકીસ.)

(૬) મનુષ્ય આત્મા તેજ, વાયુ, જળ, પૃથ્વિ, શકિત, અને પ્રેમ. એ ૭ તત્વોથી ઉત્પન્ન થએલ છે.

(૭) આત્મા એક જાતના શોણિત (લોહી) નું નામ છે, કારણ કે દેહમાં માંસ, હાડકાં, નસો વિગેરે બીજી જેટલી વસ્તુઓ છે, તેમાં સર્વથી શ્રેષ્ટ શોણિત છે. અને મૃત્યુ વખતે તે દેહથી ગુમ થઈ જાય છે.

(૮) દેહના ગારાનુ પરસપર અનુકુળ સમિશ્રણનું નામ આત્મા છે.

(૯) આત્મા એટલે જીવન. જેથી દેહ જીવે છે.

(૧૦) આત્મા એટલે પંચમહાભુતનું પરસપર અનુકુળ સમિશ્રણથી જે ગુણ ઉત્પન્ન થાય છે તે. એટલે સ્વભાવ.

(૧૧) આત્મા એટલે ભેજાં શકિત.

(૧૨) આત્મા એટલે હૃદય શકિત.

(૧૩) આત્મા એટલે જીગર શકિત.

(૧૪) આત્મા એટલે ભેજાં, હૃદય, અને જીગર એ ત્રણેની સંયુકત શકિત.

(૧૫) મનુષ્ય આત્મા એક સૂક્ષ્મ દેહ છે, જે શરીરમાં ભેળાવાનો ગુણ ધરાવે છે. જેવી રીતે ગુલાબની પાંખડીમાં પાણી. કારણ કે ઈશ્વર તેને જ્યારે ચાહે છે ત્યારે દેહમાં નાંખે છે, અને પાછો કાઢી લ્યે છે, એ પરથી જણાઈ આવે છે, કે જે વસ્તુ એક બીજી વસ્તુ સાથે ભેળાવાનો, અને જુદો પડવાનો ગુણ ધરાવે છે, તેને માટે દેહ હોવા જરૂરી છે. પછી તે ગમે એવો સૂક્ષ્મ હોય.

(૧૬) મનુષ્ય આત્મા દેહમાં એક એવો સૂક્ષ્મ દેહ છે. જે દેહથી એકત્ર થઈ જવાનો ગુણ ધરાવે છે. જેની જાતમાં રૂપાંતર થઈ શકતું નથી. અને માણસનાં મૃત્યુ વખતે દેહથી જુદો પડતો નથી. પણ દેહનાં કોઈ ભાગમાં ચુંસાઈ. અથવા બંધ થઈ જાય છે.

[૧૭] આત્મા સ્પર્શ થઈ શકે એવી ચીજ છે.

[૧૮] આત્મા મનુષ્ય દેહનું કોઈ વિશેષણ નથી. પણ ઈશ્વરની પવિત્ર જાતનું એક વિશેષણ છે.

[૧૯] આત્મા ઇશ્વરનાં તત્ત્વોમાંનું એક તત્ત્વ છે.

[૨૦] આત્મા એક એવો પવિત્ર વાયુ છે જે જીવનનું કારણ છે.

[૨૧] આત્મા સચ્ચિદાનંદ રૂપ બ્રહ્મ છે.

ઉપર પ્રમાણે આત્મા વિશે સેંકડો મતો છે. મહાન ફિલોસફર ઈમામ ગિઝઝાલી [રહ.] પોતાના "અહયા" નામના પુસ્તકમાં લખે છે કે આત્મા માટે લગભગ એક હજાર મતો છે.

જ્ઞાની પુરૂષોથી આ વાત છાની નથી. કે આત્માને કોઈ દેહશકિત માનવી કે જેથી શરીરમાં પુષ્ટિ જળવાય, અથવા કેટલાકોનું કહેવું, કે મનુષ્ય આત્મા દેહમાં એવી રીતે ઓગળી એકત્ર થઇ જાય છે જેની રીતે જળમાં મીઠું. ઓગળી એકત્ર થઈ જાય છે, કે જેથી આત્માને માટે દેહ માનવો પડે. અથવા આત્માને વાયુ, અથવા જળરૂપ માનવો, કે જે તત્ત્વો જ્ઞાન રૂપ નથી. અથવા આત્માને તેજ, વાયુ, જળ, પૃથ્વિ, શકિત, અને પ્રેમ એ છ થી સંયુકત માનવો, અથવા. એક જાતનું શોણિત માનવું, કે જે દરેક તત્ત્વો જ્ઞાનરૂપ નથી. અથવા આત્માને દેહના ગાત્રોનું પરસપર અનુકુળ સમિશ્રણ, અથવા સ્વભાવ, અથવા ભેજાં શકિત, અથવા હૃદય શકિત, અથવા જીગર શકિત, અથવા એ ત્રણેની સંયુકત શકિત માનવી કે જે દરેક ચીજો

સાપેક્ષ (عرض) છે. એટલે કોઈ બીજી જાત વગર જાતે એકલી કાયમ રહી શકિત નથી. કેમકે દેહના ગારાનું પરસપર અનૂકુળ સમિશ્રણ ગારા વગર, ભેજાં શક્તિ ભેજાં વગર. હૃદય શકિત હૃદય વગર, જીગર શકિત જીગર વગર જાતે એકલી કાયમ નથી. અથવા આત્મા એટલે જીવન માનવું કે જે દરેક ઉપર બતાવ્યા પ્રમાણે સાપેક્ષ છે. અથવા આત્માને એક નિર્મળ વાયુ માનવો એ આત્માની મૂળ હકીકતથી અજ્ઞાન હોવાનું કારણ છે, કારણ કે મનુષ્ય આત્મા જ્ઞાન રૂપ છે એતો બધાજ માને છે. તેમજ આત્મા માટે કોઈ સૂક્ષ્મ દેહ પણ કેવી રીતે માની શકાય. હવે રહી એ વાત કે જો તેને માટે કોઇ પણ જાતનો દેહ ન માનીશું, તો **મરવું, રહેવું. આવવું. જવું,** વિગેરે કેવી રીતે થઈ શકે? તેનો જવાબ એ છે, કે એ બધાં લક્ષણો જેમાં હોય તેને માટે દેહ આવશ્યક (જરૂરી) નથી. કેમકે **મરવું.** એ દેહથી આત્માનો સબંધ મટી જવાનુ નામ છે. કાંઈ આત્માના મૃત્યુનું નામ નથી. કારણ કે આત્મા મટી જાય છે, એમ માનવું બાતેલ છે. જેનું વિગતવાર વર્ણન આગળ આવશે હવે **રહેવુ.** (એટલે કોઈ પણ દેહ સાથે સંબંધ થયા અગાઉ રહેવું.) એથી મતલબ એ થાય છે, કે તેનો સબંધ કોઈ દેહ સાથ થવા ન દેવો. અને **આવવું.** એથી મતલબ એ થાય છે, કે તેનો સબંધ કોઈ દેહ સાથે થવા દેવો. અને **જવું** એથી

મતલબ એ છે, કે તેનો દેહથી સબંધ બંધ કરવો. દ્રષ્ટાંત રૂપે, કોઇ રાજ્ય ઉપર બીજું રાજ્ય ચઢાઇ કરી વિજય મેળવે છે, તો આપણે કહીયે છીયે, કે એ રાજ્યનો રાજા મટી ગયો. તો એમ કહેવાથી આપણો મુખ્ય હેતુ એ છે, કે તે રાજાનો તે દેશમાંથી રાજ્ય કરવાનો અખત્યાર મટી ગયો. ઉપલી દલીલો પરથી જણાઇ આવ્યું, કે એઓની માન્યતા પાયા વગરની છે.

હવે જે લોકો કહે છે, કે આત્મા ઇશ્વરનાં તત્ત્વોમાંનુ એક તત્ત્વ છે. તો એ માન્યતા પણ ખોટી છે, કારણ કે ઇશ્વર અમુક તત્ત્વોનાં મિશ્રનું નામ નથી. હાં! જો ઇશ્વર તેમ હતે, તો પોતાનાં તત્ત્વોમાંથી એક તત્ત્વનો સબંધ મનુષ્ય દેહ સાથ કરી દેત. એ સંભવિત હતું. હવે જેઓ કહે છે કે આત્મા મનુષ્ય દેહનું કોઇ વિશેષણ નથી, પણ ઇશ્વરની પવિત્ર જાતનું એક વિશેષણ છે. તો એ વાત પણ રદ છે. કારણ કે એક માણસને એક એવી વાતની ખબર હોય છે, કે તે વાતની બીજા માણસને ખબર હોતી નથી. એટલે એ બીજો માણસ તે વાતથી અજ્ઞાન છે. હવે જો આત્મા જ્ઞાનરૂપ ઇશ્વરની પવિત્ર જાતનું વિશેષણ હોય, તો એ અજ્ઞાનતાનો દોષ ઇશ્વરની પવિત્ર જાતમાં લાગુ પડે છે, અને એ અશકય છે.

સર્વથી સરળ દલીલો એ છે કે મનુષ્ય શરીરમાં દરેક અવયવો જુદા જુદા છે, એતો સ્પષ્ટ રીતે જોઈ શકાય છે.

અને તે દરેક અવયવોની ક્રિયાઓ પણ જુદી જુદી છે. જેવી રીતે આંખ જુએ છે, કાન સાંભળે છે, નાંક સુંઘે છે વિગેરે એ બધી બાબતો સ્પષ્ટ છે. ચિન્હો સાથે ખાસ નથી. તેમજ પ્રાચીન કાળથી સિધ્ધ છે, કે મનુષ્યમાં જે તરેહવાર શકિતએ જેમકે ક્રોધ, ગુસ્સો, પ્રેમ, ધ્યાન વિગેરે છે, તે દરેકની જગ્યાઓ પણ જુદી જુદી છે, અને તે ભેજાંનાં અમુક અમુક ભાગોમાં છે. તેમજ આ વાત પણ સિધ્ધ છે, કે જે ચીજો સ્પષ્ટ છે, તે દરેક હથિયાર રૂપ છે, અને તે પોતાને માટે એ કામો કરતી નથી, પણ કોઈ બીજાને માટે કરે છે, હાથ આંખ, કાન વિગેરે જે કંઇ ક્રિયાઓ કરે છે, તે પોતાને માટે નથી. પણ એક બીજી ચીજ એવી છે જે એઓનાં કામોથી નફો નુકસાન ઉઠાવે છે. ઈંદ્રિયો જે જે શાક્ષિઓ રજુ કરે છે, પણ દરેક શાક્ષિઓના ખુલાસા પછી ન્યાય આપવો એ એક જુદી ચીજનું કામ છે. તેમજ કોઈ વખતે ઈંદ્રિયો કાંઇ ભુલ કરે છે, દાખલા લેખે એક વસ્તુ દુરથી જોવામાં આંખને તેનાં મૂળ કદથી નાની દેખાય છે. અને ખરેખરી રીતે આંખ્યો તેને નાનીજ જુએ છે. પણ મનુષ્ય તેજ વખત એવો ફેસલો કરે છે, કે તે વસ્તુ દુર હોવાનાં કારણે નાની દેખાય છે. પણ ખરેખર તે વસ્તુ જે દેખાય છે તેથી મોટી છે. માટે આવે વખતે આંખોએ આપેલી શાક્ષિને પણ તે માનતો નથી.

હવે સવાલ એ રહયો કે એ બધા અવ્યવો, ઈંદ્રિયો, શકિતઓ વિગેરેથી લાભ કોણ ઉઠાવે છે? તો એનો જવાબ યુરોપનાં સુધરેલા ફિલોસ્ફરો એ આપે છે, કે તે ભેજું છે. પણ જ્યારે ઉપર સિધ્ધ થઈ ગયું કે ભેજાનાં પણ ખાસ ખાસ ભાગો છે, અને ખાસ ખાસ ભાગમાંજ ખાસ ખાસ શકિતઓ રહે છે, ત્યારે ભેજામાં પેલી ખાસ ચીજ [આત્મા] ની જગ્યા તો નક્કી થઈ શકતી નથી. કે જે બધી શકિતઓ વિગેરે પર હુકમ ચલાવે છે, અને બધી શકિતઓ તેના હથિયાર રૂપ છે. ત્યારે અનુભવે સિધ્ધ થાય છે, કે જે ચીજો દેહાદિક છે, અને દેહનો કોઈ ભાગ છે, તેની પદ્ધિ હથિયારથી વધુ થઈ શકતી નથી. એથી કરી જે ચીજ [આત્મા] આ બધા અવ્યવો, ઈંદ્રિયો, શકિતઓ વિગેરેથી કામ લઈ રહી છે, તે એ સર્વથી શ્રેષ્ટ છે, અને દેહાદિક નથી. કારણકે દેહાદિક હશે, તો તે પણ હથિયાર રૂપજ હશે. અને તેનું કામ પણ ખાસ એકજ અને હદ બંધીમાં હશે, અને અહિંઆ તો તેમ નથી. તો જણાઈ આવ્યું, કે એજ આમ શકિત (આત્મા) સર્વથી કામ લેવા વાળી બીજી કોઈજ નહીં પણ એનુંજ નામ આત્મા છે.

હવે શંકા એ ઉત્પન્ન થાય છે કે સંભવિત છે, કે એ આત્મા સ્વવશ (કેવલ)ન હોય, અને સાપેક્ષ હોય! જેવી રીતે આજ કાલનાં યુરોપનાં તત્વજ્ઞાનીઓ માને છે, તેમ તેનો કોઈ જાતનો દેહ Body હોય! તો એ માન્યતા પણ મુળ વગ-

રની છે, કારણ કે જે ચીજોમાં તરેહવાર સ્વરૂપો, અને સ્થિતીઓમાં રૂપાંતર થયા કરે છે. તે મૂળ ચીજ. તે સ્થિતિઓ, અને સ્વરૂપોનો કોઈ ભાગ થઇ શકતો નથી. દાખલા લેખે દેહ Body તરેહવાર રંગોનો થઈ શકે છે. તો એ ઉપરથી સિદ્ધ થાય છે, કે તેનો મૂળ રંગ તદ્દન સાદો હોય. એટલે કોઈ પણ જાતનો રંગ ધરાવતો ન હોય. કારણ કે જો એમ ન હોયતો તે તરેહવાર રંગોને કબુલ કરી ન શકે. અને આત્મા દરેક સ્વરૂપનાં જ્ઞાનની લાયકાત ધરાવે છે, તો એ ઉપરથી જણાઇ આવ્યું કે આત્મા સાપેક્ષ (Relative) નથી. તેમજ સાપેક્ષ એક એવી ચીજ છે. જે દેહના ઉત્પન્ન થવા પછી ઉત્પન્ન થાય છે અને તેની પછી સ્વવશથી ઉતરતી છે, એથી કરી બધા અવ્યવો, ઈંદ્રીઓ, શક્તિઓ વિગેરે પર સત્તા ચલાવનાર ચીજ સાપેક્ષ હોય એ સંભવતુ નથી. વધુ ખુલાસો એ છે, કે મનુષ્ય દેહ, અને દેહની સ્થિતીઓમાં જ્યારે રૂપાંતર થયા કરે છે, અને તે એટલે સુધી કે હાલના યુરોપના ડોકટરો કહે છે, કે ત્રીસ વરસ પછી મનુષ્ય દેહ એટલો બધો બદલાઈ જાય છે, કે ત્રીસ વરસ પહેલાનાં દેહનો તેમાં કોઈપણ ભાગ બાકી રહેતો નથી, અને પહેલાંનાં બધા ભાગો બીજા નવા ભાગોથી એટલે સુધી બદલાઇ જાય છે કે આ શરીર પહેલાંનાં શરીરથી મળતું એક બીજું શરીર થઇ જાય છે. એટલે ત્રીસ વરસ પર જે લોહી તેમાં હતું તેનું ટીપે ટીપું

વપરાઈ જાય છે. અને નવું લોહી વિગેરે દરેક ચીજો પહેલાંનાં દેહને મળતી જુદીજ ઉત્પન્ન થાય છે. પણ હું કહું છું, કે તેમાં એકજ ચીજ એવી છે જે બદલાતી નથી. અને તેજ ચીજનું નામ આત્મા છે.

એ ઉપરથી જણાઈ આવ્યું કે આત્મા સાપેક્ષ રૂપ થઈ શકતો નથી. કારણ કે સાપેક્ષોમાં વખતો વખત રૂપાંતર થયા કરે છે, અને આત્મા એક એવું રૂપ છે, કે તેનો જે દેહ સાથ સબંધ હોય તે દેહમાં ગમે એવું રૂપાંતર થાય, તો પણ પોતે કોઇ પણ રીતનું રૂપાંતર કબુલ કરી શકતો નથી.

હવે જેઓ કહે છે, કે "આત્મા સચ્ચિદાનંદ રૂપ બ્રહ્મ છે." તો એ વાકય પણ અશકય છે, કારણ કે સચ્ચિદાનંદનાં અર્થ નિત્ય, જ્ઞાનરૂપ, અને સુખમય બ્રહ્મ થાય છે. એ ઉપરથી આત્મા અનાદિ રૂપે સિદ્ધ થાય છે અને આત્માનું અનાદિ હોવું અશકય છે. કારણ કે આપણે એને અનાદિ માનીયેં, તો દેહો સાથ સબંધ થવા અગાઉ એક આત્મા, અથવા અનેક આત્માઓ માનવા પડશે. તો એ બન્ને અશકય છે. તેમાં એકનું અશકય હોવું તો ઘણુંજ સ્પષ્ટ છે. અને તે એ છે, કે દેહોથી સબંધ થયા પછી તે એક રહેશે, અથવા અનેક થઈ જશે. તેમાં એક રહેવું તો એ કારણે અશકય છે. કે એક માણસને એક એવી વાતની જાણ હોય છે, કે તે જાણ કોઈ બીજા માણસને હોતી નથી. એટલે પહેલો માણસ

જે એક વસ્તુનું જ્ઞાન ધરાવે છે, તેથી બીજો માણસ અજ્ઞાન છે. હવે જો જ્ઞાનરૂપ આત્મા સર્વનો એકજ હોય, તો તેને એક વસ્તુનું જ્ઞાન હોય, અને ન પણ હોય, એ થઇ શકતું નથી. કારણ કે અશક્ય છે. મનુષ્ય દેહતો જડરૂપ છે, મનુષ્યમાં મૂળ જ્ઞાનરૂપ તો આત્મા છે. હવે જો એ આત્મા સર્વનો એકજ હોય, તો જગત્‌માં દરેક માણસો એક સરખાં જ્ઞાની હોવાં જોઇએ. અને તેમ નથી. તો એ ઉપરથી સિદ્ધ થઇ ગયું કે આત્મા સર્વનો એક નથી.

હવે દેહોની સાથે સબંધ થયા પછી અનેક થઈ જાય છે. એ પણ થઈ શકતું નથી. કારણ કે જે એકનું કોઈ માપ, કે પ્રમાણ ન હોય, તે એકનું અનેક થવું અશકય છે. હાં! કોઇ પણ જાતના દેહ, માપ, કે પ્રમાણવાળી વસ્તુનું એક અથવા અનેક હોવું અશકય નથી. તેનાં તો તે એકમાંથી ભાગો પણ થઈ શકે છે. પણ જ્યારે આત્મા માટે કોઈ પણ જાતનાં દેહ, માપ, કે પ્રમાણનું નિર્માણ નથી, તો દેહો સાથ સબંધ થયા પછી તેનું એકથી અનેક થવું અશકય છે.

હવે દેહોની સાથ સબંધ થયા અગાઉ એનું અનેક પણું જે અશકય છે તે એવી રીતે છે, કે દરેક ગુણોમાં એક સરખાપણું કે જેમાં કોઇ પણ રીતનું જુદાપણું ન હોય એવી બે ચીજોનું હોવું અશકય છે. દાખલા તરીકે આ પુસ્તકમાંનાં કોઈ એક અક્ષરનાં શરીર Body ની કાળક કે જે

કોઈ પણ રીતનાં જુદાપણાં વગરની છે, હવે એ એક અક્ષરનું કાળાપણું કે જે માત્ર કાળા હોવાનોજ ગુણ ધરાવે છે. હવે એ કાળાપણું એ એક અક્ષરના દેહમાં બે તરેહનું કેવી રીતે થઇ શકે ? કારણ કે એ જાતનું થવું તો કોઇ પણ રીતનાં જુદાપણાંને ચાહે છે. એ ઉપરથી જણાઈ આવ્યું કે દેહો સાથ સબંધ થયા અગાઉ આત્મા જો એકથી વધુ હોય, તો તે દરેક આત્મા એકજ તરેહનાં છે, એ થઇ શકતું નથી. હાં ! અગર કોઇ બીજા સબંધે કરી હોય, તો તે જુદી વાત છે. જેવી રીતે કોઈ કહે કે "કાગડા, અને શાહીની કાળક કાળાપણાંમાં એકજ તરેહની છે." અથવા "આ બે ભાઈઓ મનુષ્યપણાં, અને રંગરૂપમાં એક સરખા છે." તો એ સરખાપણું બે જુદા જુદા દેહોમાં થયું. પણ આત્મા, કે જેને માટે કોઈ પણ જાતનો દેહ, માપ, કે પ્રમાણ ન હોય, તે એકથી વધુ કોઈ પણ રીતનાં જુદાપણાં વગરનો કેવી રીતે થઈ શકે. ? એ ઉપરથી જણાઈ આવ્યું કે દેહો સાથ સબંધ થવા પહેલાં આત્મા કોઈ પણ રીતના જુદાપણાં વગરનાં અનેક હતા. એ ઉપલા ફિલોસોફિક સિધ્ધાંત વડે રદ છે.

હવે આત્મા દેહો સાથ સબંધ થયા અગાઉ ઘણાં હતા, અને તે એકજ તરેહનાં નહીં પણ જુદી જુદી તરેહનાં હતા. તો એમ થવું પણ અશકય છે. કારણ કે જુદાપણું બે તરેહનું થાય છે. તેમાં એક તો જાતનું જુદાપણું. દાખલા લેખે

જળ, અને અગ્નિ. વિદ્યા, અને અભણતા. વિગેરે. અને બીજી રીતનું જુદાપણું સબંધે કરી કહેવાય છે. જેમકે ગરમ પાણી, અને ઠંડુ પાણી. હવે આપણે મનુષ્ય આત્મામાં જાતનું જુદા પણું તો કહી શકતા નથી. કારણ કે એમ કહેવામાં આવશે. તો એકમાં આત્મા છે. એકમાં અગ્નિ છે. એકમાં જળ છે. વિગેરે કહેવું પડશે. અને એ તો તદ્દન અશકય છે. હવે જે બીજી રીતનું જુદાપણું જે સબંધે કરી કહેવાય છે. તે પણ અશકય છે. કારણ કે તેનો હજી કોઇ દેહ સાથે સબંધ તો થયો નથી. હાં ! દેહો સાથ સબંધ થયા પછી કહી શકાય છે, કે આ, આ માણસનો આત્મા. અને આ, આ માણસનો આત્મા. એ ઉપરથી સિધ્ધ થઈ ગયું કે દેહો સાથ સબંધ થવા પહેલાં આત્માઓ અનેક હતા, અને તે જુદી જુદી તરેહનાં હતા એ પણ અશકય છે. ત્યારે માનવું પડશે કે આત્મા અનાદિ નથી, પણ ઉત્પાદિત હોય છે.

હવે જો આપણે ઈશ્વર વગર આત્માને પણ અનાદિ કહીશું, તો આત્મા, અને ઈશ્વરમાં પેટાજાતિ Species બતાવવી કઠણ થઇ પડશે. અને એકને બીજાની ઉપર સત્તા ચલાવવાનો અધિકાર ન રહેશે. દાખલા લેખે એક દેશનો સ્વતંત્ર રાજા જેટલું રાજ્ય બળ, અને રાજ્ય વિસ્તાર ધરાવે છે, તેટલુંજ રાજ્યબળ, અને રાજ્ય વિસ્તાર એક બીજા દેશનો સ્વતંત્ર રાજા પણ ધરાવતો હોય, તો એકને

બીજા પર અધિકાર રહેશે નહી. મૂળ વાત તો એ છે કે અનાદિપણાંનો ગુણ આત્મા, અને ઈશ્વર બન્નેમાં હોય તો એકજ સ્વરૂપે હોવો જોઇએ, બન્નેમાંથી કોઈ એકમાં કોઈ પણ રીતની કાંઈ વધઘટ સાથે તો હોઇ શકતો નથી. કારણ કે એ ગુણમાં કાંઈ વધઘટ માનશો તો અનાદિપણું ન રહેશે. હવે બીજી વાત એ રહી કે ઇશ્વર, અને આત્મા બન્ને અનાદિ. એટલે એ અનાદિપણું એ બન્નેમાં મુખ્ય વર્ગ Genus કહેવાશે. હવે એ બન્નેમાં પેટા જાતિ બતાવવી કઠણ થઈ પડશે. જેથી આત્મા અને ઈશ્વર એકજ થઈ જશે. તો દરેક માણસ કહેશે કે હું ઈશ્વર છું. હવે જો ખેંચી તાણી કોઇ પેટા જાતિ બતાવવા જશો તો બન્નેમાંથી કોઇ એક અનાદિ ન રહેશે. જો આત્મા અનાદિ હોય તો ઈશ્વર સમાન થઇ ગયો. ત્યારે ઈશ્વર તેને જેમ ચહાય તેમ શિક્ષા વિગેરે કરી ન શકે. એ માટે આગળ ખુલાસો થઈ ગયો કે સમાન શકિતઓ એક બીજા પર કાબુ મેળવી ન શકે. અને જો મેળવી શકે તો સમાન ન કહેવાય. હવે જો કહો કે આત્મા એજ ઈશ્વર. તો એમ પણ થઈ શકતું નથી. કારણ કે દુન્યામાં કરોડો દાખલા એવા પ્રત્યક્ષ છે કે એક જણથી એક જણ જ્ઞાન ધરાવે છે, અને બીજો તેથી અંજાણ છે. જો આપણે આત્માને ઈશ્વર કહીશું. તો ઉપલાં દ્રષ્ટાંતમાં જે સ્વરૂપ અજ્ઞાનતાનું બતાવવામાં આવ્યું છે, તે દોષ ઈશ્વરની પવિત્ર

જાતમાં લાગુ પડે છે. અને તે અશકય છે. અને એમ માનવાથી દુન્યાની સપાટી ઉપર ઈશ્વરની ચોકકસ ગણત્રી કરવી પણ અશકય થઈ પડશે, અને ઈશ્વર તો એકજ હોવો જોઈએ, અને એકજ છે.

એવીજ રીતે પ્રકૃતિ ( ھیولیٰ Matter) માટે પણ અરસ્તુ, (Aristotle ૩૮૪ વરસ સન ઈસ્વી પુર્વે થઈ ગયો, જે દુન્યાનાં મહાન તત્ત્વજ્ઞાનીઓમાંનો એક ગણાય છે.) અને જાલીનુસ, વિગેરે કહે છે, કે "જગતમાં જે કાંઈ ઉત્પન્ન થાય છે તેનું મૂળ પ્રથમથીજ હતું. એથી સિધ્ધ થાય છે કે પ્રકૃતિ અનાદી છે. પણ એ પ્રકૃતિ જે સ્વરુપો ધારણ કરે છે, તે કર્મોનો કર્તા ઇશ્વર છે." એ માન્યતા પણ મૂળ વગરની છે. કારણ કે દરેક લોકો માને છે કે જ્યારે પ્રકૃતિ એક સ્વરૂપને તજી બીજું સ્વરૂપ ધારણ કરે છે, ત્યારે તેનું પહેલું સ્વરુપ નાશ પામે છે. દ્રષ્ટાંત રૂપ જ્યારે એક સોનાની લાંબી ઢાળકીને ટીપી ગોળ પતરું બનાવવામાં આવે છે ત્યારે તેનું લાંબાપણું નાશ પામે છે. તે વખતે જો કોઈ એમ કહે કે લાંબાપણું નાશ ન પામ્યું, પણ છે, તો એકી વખતે એક વસ્તુ લાંબી પણ થઇ, અને ગોળ પણ થઈ. એ અશકય છે. કારણકે બે વિરોધી એક વખતે એક સ્થાનમાં ભેગાં થઈ શકતાં નથી. ત્યારે માનવું પડશે કે એક વસ્તુ એક સ્વરૂપમાંથી જ્યારે બીજા સ્વરૂપમાં બદલાય છે ત્યારે તેનું પહેલું સ્વરૂપ નાશ

પામે છે. એ ઉપરથી સિદ્ધ થઈ ગયું કે તેનું પહેલું સ્વરૂપ પહેલાં નાસ્તિત્વ (عدم) હતું અને પછી ઉત્પન્ન થયું, ત્યારે કબુલવુંજ પડશે કે સાપેક્ષો ( એટલે સ્વાદ, સ્વરૂપ, રંગ, ગંધ, વિગેરે ) પ્રથમ નાસ્તિ-ત્વ હતાં, એટલે નહોવાપણામાં હતાં અને પછી ઉત્પન્ન થયાં. હવે જે જોવાનું છે તે એ છે કે મૂળ પ્રકૃતિ કોઈ પણ સ્થિતીમાં સ્વરૂપથી વિખુટી થઇ શકતી નથી. અગર તેમાં કરોડો તરેહનું રૂપાંતર કરો, તો પણ તેનું સ્વરૂપ તો કોઇ પણ રીતનું રહેશેજ. ત્યારે આપણને માનવું પડશે કે પ્રકૃતિ માટે સ્વરૂપ આવશ્યક ( لازمی ) છે.

જ્યારે સિદ્ધ થઇ ગયું કે સ્વરૂપપણું અનાદિ નથી. અને પ્રકૃતિ કોઇ પણ સ્થિતીમાં સ્વરૂપથી વિખુટી થઇ શકતી નથી. ત્યારે પ્રકૃતિ પણ અનાદિ થઈ શકતી નથી. કારણ કે પ્રકૃતિને અનાદિ માનશો તો સ્વરૂપને પણ અનાદિ માનવું પડશે, અને સ્વરૂપ સાપેક્ષ છે. અને સાપેક્ષનું અનાદિ હોવું અશક્ય છે. એ ઉપરથી સિદ્ધ થઇ ગયું કે ઈશ્વર વગર કોઈ પણ હસ્તિનું અનાદિ હોવું અશક્ય છે.

ઉપલા બધા તત્વજ્ઞાનીઓનાં બધા મતોમાં જ્યારે આપણે તિવ્ર અવલોકન કરીએ છીએ. તો એક જ સવાલ ઉત્પન્ન થાય છે. કે આત્મા સ્વતંત્ર ( Absolute مجرد) છે કે સાપેક્ષ Relative عرض ? ત્યારે સાપેક્ષ માટે તો આપણું હૃદય હાં પાડતું નથી. કારણ કે તે માટે તો ઘણી સચોટ દલીલો

અપાઈ ચુકી, ત્યારે આપણુને કબુલવુંજ પડશે, કે આત્મા સ્વવશ છે.

હવે આપણે આત્માને ફિલોસોફિક સિધ્ધાંતો પ્રમાણે તપાસીએ, તો તેમાં સર્વથી પહેલાં એ સવાલ ઉત્પન્ન થાય છે, કે એનો દેહમાં પ્રવેશ જેવી રીતે જળનો ઘડામાં, અથવા સાપેક્ષનો સ્વવશમાં થાય છે, તેવી રીતે છે કે એ જાતે સ્વવશ છે? અને જો એ જાતે સ્વવશ છે, તો સ્થાયી છે, કે અસ્થાયી? અને જો સ્થાયી હોય તો એનું સ્થાન હૃદય છે, કે ભેજું છે, કે એ વગર કોઇ બીજું સ્થાન છે? એ સવાલોનો જવાબ એ છે, કે આત્મા કોઈ સાપેક્ષ નથી કે દેહમાં પ્રવેશ કરે, અથવા દેહથી ભેળાઈ શકે, જેવી રીતે કાળાક કાળી વસ્તુમાં, અથવા વિદ્યા વિદ્યાનમાં. કેમકે આત્મા તો સ્વવશ છે. કારણુ કે તે પોતે પોતાને, અને પોતાના ઉત્પન્ન કરનારને જાતે જ્ઞાનરૂપ હોવાના કારણે ઓળખે છે, અને જે વસ્તુઓ સાપેક્ષ છે, તેમાં એ ગુણો હોતા નથી. તેમજ આત્મા દેહ પણુ નથી. કારણુ કે દેહનાં તો વિભાગો થઈ શકે છે. અને આત્માનાં વિભાગો થઈ શકતા નથી. અગર જો એના વિભાગો થઈ શકતા હોત, તો એક ભાગથી એને એક વસ્તુનું જ્ઞાન થાત, અને બીજા ભાગથી તેને તેજ વસ્તુનુ જ્ઞાન ન થાત. એ સ્થિતીમાં આત્મા એકજ સ્થિતીમાં એક વસ્તુનું જ્ઞાન ધરાવે છે, અને તેથી અજ્ઞાન પણુ છે. એક માણુસ એક વસ્તુને જાણે, અને ન જાણે એ અશક્ય

છે. હાં ! બે માણુસોમાં અશકય નથી. કારણુ કે બે વિરોધિ-ઓનું એકી વખતે એક સ્થાનમાં ભેગા થવું અશકય છે. જેવી રીતે એક માણુસની ડાબી આંખ માંજરી પણુ છે, અને કાળી પણુ છે. એ અશકય છે. પણુ તેનો જમણી, અથવા બીજા કોઈ માણુસની આંખ એથી વિરોધ રંગની હોવી અશકય નથી. બધા તત્ત્વજ્ઞાનીઓ એકે મતે છે, કે આત્મા એક એવો સ્વવશ છે, કે જેના વિભાગો થઈ શકતા નથી. તેમજ આપણે એને કોઈ ચીજનો ભાગ પણુ કહી શકતા નથી. કારણુ કે ભાગ માટે તો તેનો કુલ્લ નકકી કરવો પડશે. પણુ જયાં કુલ્લ પણુ નથી, ત્યાં ભાગ કેવી રીતે થઇ શકે ? પણુ હાં ! આપણે એને એક, દસનો એક ભાગ છે એમ કહીએં છીએ તેમ કહી શકયે છીએ. માણુસ કે જેનો ગારો જેજે તત્ત્વોથી બનાવવામાં આવ્યો છે, તેમાં આત્મા પણુ એક છે એમ બનાવટ રૂપે કહી શકીએ છીએ. હવે જયારે આપણે આ વાત નકકી કરી લીધી, કે આત્મા એક એવો સ્વવશ છે, કે જેના વિ-ભાગો પાડી, તેમ બતાવી શકતા નથી. ત્યારે હવે તે બે સ્થિતી વગર ન હશે. એટલે તે સ્થાયી હશે, અથવા અસ્થાયી. તેમાં સ્થાયી હોવું તો થઈ શકતું નથી. કારણુ કે જે ચીજને માટે કોઈ સ્થાન નકકી થઈ શકે, તે ચીજનાં તો ભાગો પણુ પડી શકે છે. સર્વથી સરળ દ્રષ્ટાંત તો એ છે, કે જો આપણે તેને બે વસ્તુઓની વચ્ચે રાખીશુ, તો એક વસ્તુ એક બાજુથી, અને

બીજી વસ્તુ બીજી બાજુથી તેને સ્પર્શ કરશે. તો એ તેની બે બાજુ સિદ્ધ થઇ ગઈ, એટલે તેના બે ભાગો બતાવી શકયા. ત્યારે સંભવિત છે, કે તેને એક બાજુથી એક વસ્તુનું જ્ઞાન થાય, અને બીજી બાજુથી ન થાય. તો એક સ્થિતીમાં એક વસ્તુને જાણે પણ છે, અને અંજાણ પણ છે, અને એ અશકય છે.

ત્યારે હવે બીજો સવાલ એ ઉત્પન્ન થાય છે, કે જો એ સ્વવશ છે, તો કેવી રીતનું સ્વવશ છે? એની શું હકીકત છે? અને એનો સબંધ દેહ સાથે કેવી રીતે છે? શું તે દેહની અંદર છે કે બહાર? દેહ સાથ લાગેલો છે કે જુદો? એનો જવાબ એ છે કે આત્મા દેહની અંદર પણ નથી, અને બહાર પણ નથી, દેહ સાથ લાગેલો પણ નથી, અને દેહથી જુદો પણ નથી. કારણ કે એ બધાં લક્ષણો તો દેહનાં છે. અને આત્મા કાંઈ દેહ નથી. તેથી એ બન્ને વિરોધિઓથી ભિન્ન છે. જેવી રીતે પત્થર વિદ્વાન પણ નથી, અને અભણ પણ નથી. કારણ કે વિદ્યા, અને અભણુતા માટે પ્રાણ જરૂરી છે. જ્યારે પત્થરમાં પ્રાણ નથી, તો વિદ્યા પણ નથી, અને અભણુતા પણ નથી. એવીજ રીતે જ્યારે આત્મા દેહાદિક નથી, તો અંદર પણ નથી, બહાર પણ નથી, લાગેલો પણ નથી, અને જુદો પણ નથી.

હવે ત્રીજો સવાલ એ ઉત્પન્ન થાય છે, કે આત્મા માટે કોઈ દિશા નકકી થઈ શકે છે કે નહીં ? એનો જવાબ એ છે કે નહીં. કારણ કે આત્મા સ્થાનોમાં પ્રવેશ કરવા, તથા દેહો સાથ ભેળાવા, કે દિશાઓ સાથ ખાસ થવાનાં ગુણોથી ભિન્ન છે. કારણ કે એ બધાં લક્ષણો દેહો, અને સાપેક્ષોનાં છે. અને આત્મા દેહ તેમ સાપેક્ષ નથી.

ત્યારે હવે ચોથો સવાલ એ ઉત્પન્ન થાય છે, કે જ્યારે આપણે આત્મા માટે ઉપલા લક્ષણો સિધ્ધ કરીશું તો એ ઈશ્વરનાં ખાસ ગુણો છે. અને એથી આત્માની ઇશ્વર સાથ બરોબરી થઈ જશે. એનો જવાબ એ છે કે એ ધારણા ખોટી છે. કારણ કે ઉપર જેટલાં લક્ષણો આપણે આત્મા માટે સિધ્ધ કર્યા છે. તે ઇશ્વરનાં ખાસ ગુણોમાંથી નથી. ઇશ્વરનાં ખાસ વિશેષણો તો જુદાં છે. જેમ કે અનાદિ, અને જાતિ હોવા પણું صفت قيوميت વિગેરે છે. એ ગુણો તેનાં વગર બીજા કોઇમાં નથી. તેનાં વગર બીજી બધી હસ્તિઓ તેનાં હોવાપણાંનાં કારણે છે. અને જો ખરી રીતે જોઇએ, તો ઈશ્વર વગર બધિ હસ્તિઓ જાતિ ન હોવાનાં કારણે નાસ્તિત્વ ( عدم ) છે. તેઓ માટે હોવા પણું તો માંગી લીધેલા જેવું મૂળ અસ્તિત્વ (واجب الوجود) ની તરફથી છે, અને ઈશ્વરનું હોવાપણું તો જાતિ છે. કોઇ બીજા કારણે ( علت ) નથી. તેથી એ ગુણ ઈશ્વર વગર

બીજા કોઈમાં અશક્ય છે. અફલાતુન, (Plato કે જે ૪૨૭. વરસ સન ઇસ્વી પહેલાં થઈ ગયો) અને બીજા મહાન તત્ત્વજ્ઞાનીઓ આત્માને અનાદિ, અને અમર ( ابدی ) માને છે, તેમાં તેઓનું અનાદિ માનવું તો બાતેલ છે, જે માટે આગળ ઘણોજ વિગતવાર ખુલાસો થઈ ગયો. હવે જે જોવાનું છે તે એ છે કે આત્મા અમર છે કે નહીં? તો એતો સ્પષ્ટ છે, કે અમર છે. કારણ કે મનુષ્ય આત્માનો દેહ સાથનો સબંધ દુર થયા પછી તે મટી જતો નથી. કારણ કે તેમાં મટી જવાનો ગુણ નથી. અને જેમાં નષ્ટ થવાનો ગુણ ન હોય તેનું નષ્ટ થવું અશક્ય છે. વધુ ખુલાસો એ છે, કે અગર આત્મામાં નષ્ટ થવાનો ગુણ હોય, તો ઉત્પન્ન થતી વખતે તેમાં ઉત્પન્ન થવાની, અને મટી જવાની બન્ને શક્તિઓ માનવી પડશે. કેમકે ન હોવાનો ગુણ તો તેમાં પહેલેથી હતો. કેમકે ન હતો, અને હવે થયો. ત્યારે તેમાં હોવાપણાંની જગ્યા જુદી, અને નહોવાપણાંની જગ્યા જુદી માનવી પડશે. અને જો ન માનશો તો સંભવિત છે, કે જે અસ્તિત્વ છે, તે નાસ્તિત્વ થઇ જાય, અને જે નાસ્તિત્વ છે તે અસ્તિત્વ થઈ જાય, અને એ અશક્ય છે. તેમજ જ્યારે તેમાં અસ્તિત્વ, અને નાસ્તિત્વની બન્ને જગ્યા વિરોધિ હોય, તો આત્મા સંયુક્ત مرکب થયો, અને એનું સંયુક્ત હોવું સિદ્ધ નથી. જો તેને એવો સંયુક્ત માનશો, કે તેમાં

હોવાપણું, અને નહોવાપણું બન્ને છે. તો જ્ઞાન તો હોવા પણાં સાથે છે. નહોવાપણાં સાથે તો કાંઈજ નથી, અને આત્મા તો જ્ઞાનરૂપ છે. ત્યારે એ ઉપરથી સિધ્ધ થઇ ગયું, કે આત્માનું સંયુકત, અને નષ્ટ થવું અસંભવિત છે. કારણ કે જે ચીજો અન્યો અન્યને આશ્રયે છે. તેમાં એકનું મટી જવું બીજાને પણ નષ્ટ કરે છે, અને એકજ વખતમાં એક ચીજમાં હોવાપણું અને નહોવાપણું ભેગું થવું અશકય છે. કારણ કે એ બે ગુણો પોત પોતામાં વિરોધિ છે. સર્વથી વધુ સરળ દલીલ તો એ છે, કે જ્યારે આપણે માનીયેં છીયેં કે આત્મા સ્વવશ છે, અને દેહાદિક નથી. ત્યારે નષ્ટ કેવી રીતે થઈ શકે? કારણ કે નષ્ટ તો તેજ વસ્તુ થઈ શકે છે. કે જે સાપેક્ષ, અથવા કોઇ પણ જાતનો દેહાદિક હોય. હવે જ્યારે આત્માનો કોઈ પણ જાતનો દેહ નથી, ત્યારે તેને અમર માનવોજ પડશે.

પાંચમો સવાલ એ છે, કે કેટલાકોનું માનવું છે, કે આત્મા દેહ વગરનો થઈ શકતો નથી. એનો જવાબ એ છે કે આત્મસ્વરૂપ દેહ વગરનું થવું કઠણ નથી. દેહાદિક થવું કઠણ છે. કારણ કે આત્મા સ્વવશ છે, સાપેક્ષ નથી. અને તે પોતાની જાત, અને જાતિ ગુણો વડે ઈશ્વર, અને તેનાં ગુણોને ઓળખે છે. તેમ એ માટે તે કોઇ બીજાં તત્વનું ગરજવાન નથી. કારણ કે તેણે જેને જેને ઓળખ્યા છે. તે બધા અદૃષ્ય,

અલક્ષ્ય, અને અસ્પર્શ છે. તેમજ એ મનુષ્ય આત્મા જ્યારે એનો દેહ સાથ સંબંધ હોય તે વખતે પણ શકિતવાન છે, કે બધી સ્પર્શ થવા વાળી વસ્તુઓથી પોતાને એટલો બધો ભાન રહિત બનાવી દયે, કે તેને સૃષ્ટિનું પણ ભાન ન રહે. અને એ સ્થિતીમાં પોતાની જાત, અને હોવાપણાંને, ઈશ્વરની જાત, અને હોવાપણાં આગળ ભૂલી જાય. અને તેને સ્પર્શ વસ્તુઓનું પણ ભાન ન રહે, એ ભાન રહિત સ્થિતીમાં પણ જ્યારે તે ઈશ્વરની જાત, અને તેનાં ગુણોને જાણી શકે છે. ત્યારે હવે આત્માને સાપેક્ષ કેવી રીતે કહી શકાય? પ્રથમ સમ ત્રિમાં મુમુક્ષુ...ને ઈશ્વરનું સ્મરણ એટલે દરજે સુધી પહોંચવી દે છે, કે તેની આગળથી ઈશ્વર વગર બધી વસ્તુઓ અદ્દશ્ય થઇ જાય છે. અને તે એટલે સુધી કે તે પોતે પોતાથી પણ ગુમ થઇ જાય છે. અને તેનાં ધ્યાનમાં ઇશ્વર વગર કોઇ પણ વસ્તુ, કે સમજવા જેવી બાબતનુ પણ ભાન રહેતું નથી. અને એ ભાનનું પણ ભાન રહેતું નથી. માત્ર ઈશ્વરનીજ તરફ એકત્રતાથી ધ્યાન ધરે છે. કારણ કે ભાનનું ભાન રહેવું એ પણ ભાન છે. હવે જ્યારે પોતાનાં ઉત્પન્ન કરનારને જાણવા માટે દેહઆદિ સબંધો છતાં અદ્વિતિય ...થઈ જાય છે. તે આત્માનું દેહાદિક હોવું સંભવતું નથી. કારણ કે દેહતો અમુક તત્વોનો ઘોડો છે. અને માત્ર સ્થુલ વસ્તુઓનેજ જોઈ શકે છે. જેઓએ આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યું છે, તેઓને દેહ સાથનો સબંધ ત્યાગવો એક જરાએ કઠણ ન લાગશે. તેઓને તો દેહ સબંધ કઠણ લાગે છે.

હવે છઠ્ઠો સવાલ એ છે, કે મનુષ્ય આત્મા જે ગુણો ધરાવે છે, તેજ ગુણો બીજા પ્રાણીઓ, અને વનસ્પતિઓનાં આત્માઓ પણ ધરાવે છે કે કેમ? એનો જવાબ એ છે, કે મનુષ્ય વગર બીજાં પ્રાણીઓ, અને વનસ્પતિઓ વિગેરેનાં આત્માઓ મનુષ્ય આત્માથી જુદા છે. કારણ કે સમજવા જોગ વિષયો ([illegible])નું જ્ઞાન, મનુષ્ય વગર બીજાં કોઇ પ્રાણી, કે વનસ્પતિનાં આત્માને હોતું નથી, એથી કરી પાપ, પુન્યનો બદલો માત્ર મનુષ્યનેજ મળે છે.

ઉપલા લાંબા વિવેચન પરથી સિધ્ધ થઈ ગયું, કે મનુષ્ય આત્મા પ્રકૃતિથી પવિત્ર, કોઈ પણ જાતના દેહ કે મિશ્ર વગરનો, સ્થાનોમાં પ્રવેશ કરવા, કે દેહો સાથ ભેળાવા, કે દિશાઓ સાથ ખાસ થવાના લક્ષણોથી ભિન્ન, અને જ્યારે તેનો સબંધ કોઈ દેહ સાથ ન હોય, તે વખતે પોતાનાં હોવાપણામાં કોઇ બીજી જાતને ન ચાહે એવો, એટલે સ્વવશ, (કેવલ) ([illegible]) અને જ્ઞાનરૂપ છે, અને દેહોનાં સબંધે કરી તેણે પોતામાં તરેહવાર ગુણો પ્રાપ્ત કર્યા છે, માત્ર એજ કારણે આત્માઓ કહેવાય છે, તેમજ એ અનાદિ નથી, પણ ઉત્પાદિત છે. કારણ કે દરેક ચીજની ઉત્પત્તિનું કારણ જો એક પછી એક લઈશું, તો છેવટે એકજ જાત રહેવી જોઈએ. અને તે સર્વ કારણોનું મહાકારણ (علت العلل) એકજ મહાન પરમેશ્વરનીજ જાત છે.

જ્ઞાની પુરૂષો માટે મનુષ્ય આત્માનું પરોક્ષજ્ઞાન (علم الیقین) કરાવવા ઉપલું વિવેચન પુરતું છે. હવે આપણે આપણાં બીજા મુખ્ય વિષય ઉપર આવીએ.

**પુનર્જન્મ.** (تناسخ Transmigration of soul )

પુનર્જન્મનાં સિધ્ધાંતમાં પ્રથમ જે બાબત નકકી કરવાની છે, તે એ છે, કે આત્મા એક દેહથી પોતાનો સબંધ તજી બીજા દેહ સાથે શા માટે જોડે? [illegible] એક આત્માનો સબંધ એક દેહથી છુટો પાડી, બીજા દેહ સાથે શા માટે જોડવામાં આવે? સ્વભાવિક રીતે ઉત્પન્ન થતા એ સવાલનાં જવાબમાં પુનર્જન્મનાં માનવાવાળાઓનાં કેટલાક જવાબો છે. તેમાં કેટલાક તો એમ કહે છે કે, જો કોઈ મનુષ્ય આ ભવમાં પાપો કરે, તો તેને તેનાં પાપોની શિક્ષા થવી જોઈએ. માટે તે પાપો બદલ તેનાં આત્માનો સબંધ કુતરાં, બિલાડાં કે કોઈ બીજા દેહ સાથ જોડી કરવામાં આવે છે, એવો અમારો ધાર્મિક સિધ્ધાંત છે."

આપણે ધાર્મિક વાદવિવાદને ઉંચે મુકી જો કોઈને સવાલ કરીએ કે તમો પુનર્જન્મનાં સિધ્ધાંતને શા આધારે માનો છો? હવે જો તેનો એ ધાર્મિક સિધ્ધાંત હોય, અને તે ઉપર પ્રમાણે જવાબ આપે. તો એ સ્વભાવિક છે. કારણ કે એ સિધ્ધાંતજ તેઓનો ધાર્મિક છે, અને જો ખરી રીતે જોઈએ. તો આજે દુન્યાની સપાટી ઉપર પુનર્જન્મના માનવા

વાળાઓ જે કરોડોની સંખ્યામાં છે, તેઓ લગભગ બધાજ એ ધાર્મિક સિધ્ધાંત છે, એમ સમજીનેજ માને છે, અને જેઓનાં ધર્મમાં એ વિષય એથી ઉલટા સ્વરૂપમાં, અથવા વિરોધ સ્વરૂપમાં છે, તેઓ જે પુનર્જન્મને માને છે, તેઓની સંખ્યા તો આંગળીઓનાં ઠાંચાઓ પર ગણી શકાય એટલી છે. સર્વથી મોટી સંખ્યામાં માનવાવાળાઓ એ સિધ્ધાંત માટે ઉપર પ્રમાણે જવાબ આપે છે, તેમજ એ વગર પણ બીજા ઘણાં જવાબો છે, જે દરેક આપણે એક પછી એક લઇશું પણ હાલ જે ઉપલો જવાબ આપણે હાથ ધર્યો છે, તે કયાં સુધી માનવા જોગ છે, તે માટે પહેલાં તો આપણે એને સાધારણ બુધ્ધિ વડે તપાસીએં. તે પછી આપણે પુનર્જન્મ વિશેનાં દરેક જવાબોમાં તીવ્ર દ્રષ્ટિથી કામ લઇશું.

જેઓ પુનર્જન્મને ધાર્મિક સિધ્ધાંત કહી ઉપર મુજબ જવાબ આપે છે, તેમાં પ્રથમ તો એ જોવાનું છે, કે તેઓ એમ કહેતા નથી, કે આત્મા બીજા દેહ સાથ પોતાનો સબંધ પોતાની ખુશીથી જોડે છે. એ ઉપરથી જણાઇ આવ્યું કે આત્માને પ્રકૃતિ તરફ મોકલનાર કોઈ બીજી શકિત છે, અને તેઓ માને છે કે એ બીજી શકિત ઇશ્વરજ છે.

હવે જે બીજી બાબત જોવાની છે, તે એ છે કે આત્મા કોઈ દેહ સાથે પોતાનાં આગત્યારથી સબંધ જોડવાને શકિતવાન છે, કે અશકત? તો તે પણ એઓની માન્યતા પ્રમાણે

અશકત છે. કારણુ કે પાપોની શિક્ષા બદલ ઈશ્વર જેમ ચાહે તેમ તેનો સબંધ જોડે છે.

મુખ્ય સવાલ તો એ છે, કે પુનર્જન્મ શા માટે જોઈએ? તેનું કારણ જે પાપોની શિક્ષા બદલ બતાવવામાં આવ્યું છે, તેમાં જો આપણે સાધારણ બુધ્ધિથી કામ લઈએં, તો જણાઇ આવે છે, કે આ શિક્ષા કરવાની રૂઢી તદ્દન સમજ શકિતથી દુર છે. કારણુ કે આપણે જાણીએ છીએ કે એક સાધારણ રાજ્ય કર્તાનાં કાયદાનું કોઈ ઉલઘંન કરે છે, અને તેની ઉપર જ્યારે ગુનોહ પુરવાર થાય છે, ત્યારે ન્યાયાધિશ તેને શિક્ષા આપતી વખતે કહે છે, કે તેં જે આ......... ગુનોહ કર્યો છે, તે બદલ તને અમુક મુદત માટે સજા કરવામાં આવે છે. તે પછી જ્યારે તે માણસને જેલમાં લઇ જવામાં આવે છે, ત્યારે જેલમાં દાખલ થતી વખતે તેને જેલર તેનાં ગુનાહની યાદ આપતાં કહેછે, કે "તને તારા કરેલાં આ... ગુનાહની બદલ આ.......સજા કરવામાં આવેછે."

હું પુછું છું કે એ બધું શા માટે? માત્ર એટલાજ માટે કે ગુનેહગારને તેનાં ગુનાહની યાદ આપી શિક્ષા કરવામાં આવે તોજ તેને ભવિષ્યે સુધરવાનો ચાન્સ રહે. જ્યારે એક માણસ પોતાની આખી જીંદગી દુરાચારમાં પુર્ણ કરે, અને તેને કુતરાં, બિલાડાં, વનસ્પતિ કે એ વગર કોઈ બીજા દેહમાં કરેલા પાપો બદ્દલ જન્મ આપવામાં આવે, તો એમાં પાપીને શું શિક્ષા

થઈ એ સમજાતું નથી. કારણ કે જનાવરો, ઝાડપાન વિગેરેને કદ્દી પણ ખબર હોતી નથી કે અમો પહેલાં મનુષ્ય જન્મમાં હતાં, અને તેમાં કરેલાં આ.......પાપો બદલ આજે અમને આ જન્મમાં આ........શિક્ષા કરવામાં આવેછે. કોઇ સાહેબ જો એમ કહે કે થાયછે. તો જરા મહેરબાની કરી કોઈ એવી સચોટ દલીલથી સિધ્ધ કરી આપે, કે જેને માનવા માટે સમજ શકિત નાં ન પાડે.

તેઓ ઝાડપાન માટે પણ જીવ માનેછે. પણ તે આત્મા જાગૃત નથી, પણ ઉંઘાયલોછે. જેને ચીરો, વહેરો, કાપો કે ચહાય તે કરો તો પણ તેને ખબર પડતી નથી. ત્યારે એવી સ્થિતીમાં તો શિક્ષાનો સ્પર્શ પણ ન થઇ શકે, ત્યારે એ શિક્ષા શું થઈ? અને ભવિષ્યે તેને સુધરવાનો ચાન્સ શું? હવે જો એમ કહેવામાં આવે, કે તેને કોઈ નિચ મનુષ્યનાંજ જન્મમાં શિક્ષા કરવામાં આવે છે, તો હું પુછીશ, કે આજે દુન્યાની સપાટી ઉપર કયો એવો મનુષ્ય હસ્તિ ધરાવે છે, કે જે એમ જાણતો હોય, કે "આગળે ભવે હું આ.......હતો, અને તે ભવમાં મેં જે આ........પાપો કર્યાં હતાં તે બદલ મને આજે આ ભવમાં આ જન્મ આપી શિક્ષા કરવામાં આવેછે. " એ શિક્ષાની ખબર પાપીને પડતી નથી, તેથી તો તેઓ પણ નકાર કરતા નથી. "પ્રબોધ સુધારક" નામનાં ગ્રંથમાં શ્રી મંચ્છંકરાચાર્ય ગુરૂએ પણ એ વિશે નિચે પ્રમાણે નકાર કર્યોછે.

नरदेहाड तिक्रमणात् प्राप्तौ पश्चाऽऽदि देहानाम ॥ स्वतनोरप्यज्ञान परमार्थ स्याऽत्रका वार्ता ॥ ९ ॥ અર્થ—આત્મ બોધ વિના આયુષ્ય

ક્ષય થયેથી મનુષ્ય દેહનો નાશ થયા પછી,જેઓ પુર્વના પાપો કર્યાથી પશ્વાદિ દેહોને ધારણ કરે છે. તેઓને તે પશુઆદિ અવતારમાં પોતાનાં શરીરનું પણ ભાન હોતું નથી. ત્યારે તેઓને પરમ સુખરૂપ પરબ્રહ્મનું જ્ઞાન થાય એવી વાતો તો કેમજ કહેવાય ? એટલે પશુ પક્ષિ વિગેરેનાં દેહમાં પરબ્રહ્મનું જ્ઞાન થતુંજ નથી.

જ્યારે એક માણસને એવી ખાત્રી થઈ જાય, કે હું ગમે એવાં પાપો કરીશ, તે બદલ મને જે શિક્ષા કરવામાં આવશે, તેની તો મને ખબરએ પડવાની નથી, ત્યારે તો તે માણસ જેટલો પણ નિડર થાય એટલો થોડો છે. અને દુન્યામાં જો સર્વ મનુષ્યોની એવી માન્યતા થઈ જાય, તો આ સપાટી ઉપર પુન્યનું નામે બાકી ન રહે. અને દુન્યાની શાંતિમાં ભારે ખલલ થાય, અને થોડાજ સમયમાં કુતરાં, બિલાડાં, ઝાડપાન વગર બીજું કશું જોવામાં ન આવે.

એક સાધારણ સમજ ધરાવતો રાજ્યકર્તા જ્યારે પાપની શિક્ષા એવી નક્કી કરતો નથી, કે જે શિક્ષાની ખબર પણ ગુનેહ-ગારને ન થાય, ત્યારે એવી શિક્ષા સૃષ્ટિકર્તા મહાન પરમેશ્વર કે જે સમજ શકિતનો પણ દાતા છે, તે કેવી રીતે પોતાના ન્યાયી રાજ્યમાં પસંદ કરે ? એ સમજ શકિતમાં આવી શકતું નથી. કારણ કે બુધ્ધિ વિરૂધ્ધ છે. માટે પુનર્જન્મનું કારણ કોઈ ઉપર મુજબ બતાવે તો તે કેવી રીતે માની શકાય ?

એઓમાંનાં કેટલાક એક બીજું કારણ એ બતાવે છે, કે "દુન્યામાં મનુષ્યો બે તરેહનાં થાય છે. એક કુકર્મિ, અને બીજો સુકર્મિ. કુકર્મિને તો પાપોની શિક્ષા બદલ પુનર્જન્મ આપવામાં આવે છે. અને સુકર્મિનાં આત્માનો જ્યારે દેહ સાથનો સબંધ પુર્ણ કરવામાં આવે છે, ત્યારે તેના આત્માને પરલોક નિવાસ (The world of spirit)માં લઈ જવામાં આવે છે. જ્યાં તેને અમુક મુદ્દત સુધી (જેનો ગાળો લાખો, કરોડો વરસોનો બતાવવામાં આવે છે.) રાખવામાં આવે છે, તે પછી તેનો સબંધ પાછો કોઈ બીજા દેહ સાથ કરવામાં આવે છે, અને જો એ જન્મમાં તે પાપો કરે તો વળી તેને શિક્ષા બદલનો જન્મ આપવામાં આવે છે. અને જો રૂડાં કૃત્યો કરે છે, તો તેને પાછો પરલોક નિવાસમાં લઈ જવામાં આવે છે, અને વળી પાછો અમુક સમય વિતે લાવવામાં આવે છે, એવી રીતે થયાજ કરશે, અને કયાં સુધી થશે તેની કોઈ હદ નથી. કારણ કે જો એવી રીતે કરવામાં ને આવે તો દુન્યાનો મનુષ્ય સાથનો સબંધ અમુક સમયે પુર્ણ થઈ જાય, અને પ્રકૃતિ અમર છે જેથી એમ થવું જરૂરી છે."

ઉપલાં કારણોમાં પાપોની શિક્ષા બદલ પુનર્જન્મ આપવો એનો ખુલાસો તો ઘણોજ વિગતવાર થઇ ગયો. એથી તે બાબત માટે હવે ખુલાસો કરવાની અગત્ય નથી. બીજી બાબતોમાં આપણે સર્વથી પહેલાં "પ્રકૃતિ અમર છે."

એને લઇએ. એ વિષયને વધુ લંબાવવાની કાંઈ જરૂર નથી. હાલ બધી વાતોને ઉંચે ધરી એકવાર માની લઇએ કે પ્રકૃતિ અમર છે, તો તેથી શું થયું ? ભલે તે અમર રહે, અને આ પૃથ્વીનો ગોળો ૨૪ કલાકે એક ગુલાંટ સુર્યની આગળ માર્યા કરે. પણ હું તો એમ પુછું છું, કે સુકર્મિનાં આત્માને પરલોક નિવાસ કે જ્યાં કોઈ પણ રીતનાં સુખ દુઃખનું સાધન નથી, જે એક શરીર ( Body ) વગરની ખાલી જગ્યા છે ત્યાંથી અમુક સમય વિતે પાછો લાવી પુનર્જન્મ આપવાનું કાંઈ કારણ ? વારે ઘડિએ દુન્યાનાં દુઃખોમાં ફસાવી રીબાવવાની કાંઈ જરૂર ? અગર પૃથ્વિ સાથનો મનુષ્ય સબંધ પુર્ણ કરવામા આવે, અને તે સબંધને સ્વર્ગ, અથવા કોઇ બીજી જગ્યા સાથે જોડવામાં આવે તો તેથી પ્રકૃતિનો નાશ કેવી રીતે સિધ્ધ થયો ? શું પૃથ્વિ સાથનો મનુષ્ય સબંધ પુર્ણ થવો અશકય છે ? હું તો કહું છું કે એને અશકય સિધ્ધ કરવું અશકય છે. કારણ કે ઉપલા કારણો કહેનારાઓમાંનો મોટો ભાગ તો ઇશ્વરને સર્વ શકિતવાન માને છે, અને તેઓજ કહે છે કે પુનર્જન્મ પણ ઇશ્વરજ આપે છે. ત્યારે હવે તેઓ એને અશકય કેવી રીતે કહી શકે ? હવે રહી એ વાત કે દુન્યા સાથનો મનુષ્ય સબંધ પુર્ણ થવો જોઈએ. અને સર્વથી વધુ શ્રેષ્ટ એજ છે કે કેમ એ જોવું જોઈએ.

દુન્યામાં દરેક માણસની ઇચ્છા એ હોય છે, કે મારો બધો વખત શાંતિ, મોજ, અને આનંદમાં પુરો થાય, અને મને કોઈ વખતે એક ક્ષણ માટે પણ દુઃખ કે ઇજા પહોંચે નહીં. જો કે એવી રીતે કોઈનો પણ વખત પુરો થતો નથી. કારણ કે આ દુન્યા કૃત્યસ્થાન( دارالعمل ) છે, અને એમાં કાંઇ ને કાંઇ એક તણખાં સમાન દુઃખ પણ ગમે એવા શાંતિથી રહેવાવાળાને પહોંચી જાય છે. એમ છતાં પણ મનુષ્ય ઇચ્છા તો એમ ચહાય છે કે સુખ સાથ, અને દુઃખ દુર રહે. એનું શું કારણ? તો એનો જવાબ તમોજ આપશો કે આત્મા આનંદરૂપ છે. એટલે તે કોઈ પણ દુઃખને ન ચહાય એ સ્વભાવિક છે. ત્યારે આપણને માનવુંજ પડશે કે આત્મ પોતાની ખુશીથી વારંવાર કોઇપણ દેહ સાથ પોતાનો સબંધ જોડતો નથી.

હવે એક બીજી બાબત જાણવાની છે, તે એ છે કે જેઓ દુન્યામાં કોઈ પણ ધર્મને માનવાવાળા છે. તેઓને જો આપણે પુછીએં કે તમારો ધર્મ અખત્યાર કરવાથી શું લાભ? તો તે પોતાની જાણ પ્રમાણે જે જે લાભો બતાવશે. તેનો જો આપણે સરવાળો કરીશું, તો જવાબમાં માત્ર એક "મોક્ષ" نجات ابدی આવશે. અને જો જવાબમાં મોક્ષ ન આવે, તો ભાગ્યેજ કોઇ અજ્ઞાન માણસ તે લાભોને ધર્મનાં લાભો કહે. કારણ કે ધર્મ અખત્યાર કરવાનાં લાભોનાં

સરવાળાનો જવાબ તો મુકિતજ હોવો જોઈએ દાખલા લેખે કોઈ માણુસ પોતાનાં મિત્રને કહે, કે મને એક માણુસની ઈચ્છા છે. હવે જો તેનો મિત્ર એક આત્મા વગરનો મનુષ્ય દેહ લાવી આપે, તો શું તેની ઈચ્છા પુરી થશે? નહીં; કારણ કે માણુસની જરૂરત મુડદાંથી પુરી થઈ શકતી નથી. તેવીજ રીતે સંપુર્ણ મુકિત તો ધર્મના લાભોરૂપ શરીરનો આત્મા છે. કોઇ માણુસ પોતાની બુધ્ધિ પ્રમાણે આ પૃથ્વિનાં ચકકર માટે પોતાનાં અમુક વિચારો જાહેર કરી, થોડા ઘણાં માણસોને પોતાનાં મત સાથ એક મત કરી, કોઇ એક પંથ ઉભો કરે, જેમાં ઈશ્વર, મુકિત વિગેરેથી નકાર હોય, તો શું તે ધર્મ કહેવાશે? કદ્દી નહીં! કારણ કે ધર્મ તો ઈશ્વર આજ્ઞાઓનું નામ છે. હવે જે ધર્મમાં ઈશ્વરનુંજ નામ ન હોય તે ધર્મ કેવી રીતે થઈ શકે? ધર્મ હોય, અને ઈશ્વર ન હોય, એ તો અશકય છે. જેવી રીતે કોઈ માણુસ કહે કે સુર્ય છે, પણુ દિવસ નથી. તો એ અશકય વાકયને જેમ કોઈ માનશે નહીં, તેવીજ રીતે કોઈ કહે કે "ઈશ્વર નથી એજ અમારો ધર્મ છે." એ વાકય પણુ માનવામાં આવશે નહીં. એવીજ રીતે કોઇ માણુસ એમ કહે કે અમારા ધર્મમાં લાભો તો ઘણાં છે, પણુ મોક્ષ નથી. તો એ જીવ વગરનું મુડદું છે, એથી જરૂરતો પુરી પડી શકતી નથી કારણ કે આત્મા આનંદરૂપ છે.

એ બાબતમાં હવે જે જાણવાનું છે, તે એ છે, કે મનુષ્ય જીવને અમુક સમય વિતે પરલોક નિવાસમાંથી આ જંજાળી સૃષ્ટિનાં દુઃખોમાં રિબાવવા શા માટે લાવવામાં આવે છે? શું તેઓને ત્યાં મોક્ષ નથી? જો એનો જવાબ તેઓ એમ આપે, કે અમો મોક્ષનાં અર્થ અમુક વખતનાં બાધ સાથે કરીએ છીએ. તો હું કહીશ કે તમો મોક્ષનાં જે અર્થ કરો છો તે ખોટા છે. શું એક કેદીને એક માસની સજા થઈ હોય, અને તે સમય પુરો થયે તેને જેલર છોડતી વખતે જે કહે છે, કે "તારી સજા પુરી થઈ છે, તેથી તને મુકત કરવામાં આવે છે." હવે એ મુકત કરેલા માણસને અમુક સમય વિતે પાછો તેજ ગુનાહ માટે પકડવામાં આવે, તે વખતે તે માણસ જેલરનાં ઉપલા વાકયની યાદ આપે, ત્યારે જેલર જો એમ ખુલાસો કરે, કે એ મુકત કરવાનાં અર્થ સદા માટે મુકત કરવાનાં નથી, પણ અમુક મુદત માટેજ થાય છે. તો શું જેલરનાં એ ખુલાસાને કોઈ માનશે? સદા સદાને માટે એવીજ રીતે જન્મો મળ્યા કરે ત્યારે સ્વર્ગ, અને નર્કની વાતો તો કહાણી કીસ્સાઓ જેવી થઈ ગઈ, પાપની શિક્ષા કુતરાં, બિલાડાં વિગેરેનાં જન્મમાં આપવી એ નર્ક. અને પુન્યનો બદલો પરલોક નિવાસ, કે જે એક દેહ Body વગરની ખાલી જગ્યા છે, ત્યાં આમ તેમ ફર્યા કરવાનું એ સ્વર્ગ, ત્યારે કોઈ માણસ પુન્ય કયા

બદલાની આશાએ કરે ? અને પાપથી કઈ શિક્ષા માટે ડરે ? જ્યારે શિક્ષા એવી રીતની કે પાપીને તેનાં દુઃખનો સ્પર્શ ન થાય. અને પુન્યનો બદલો આનંદ વગરનો. જ્યારે ઉપર પ્રમાણે સ્થિતી હોય તો દુન્યામાં પુન્યનું નામે ન રહે. કારણ કે પુન્ય મોંઘાં, અને પાપ સસ્તાં, એતો જગ જાહેર વાત છે. એ ઉપરથી જણાઈ આવ્યું, કે ઉપલી બન્ને બાબતો દુન્યાની શાંતિમાં ભારે ખલલરૂપ છે. અને મહાન સૃષ્ટિકર્તા પરમેશ્વર પોતાના ન્યાયી રાજ્યમાં એવી બુધ્ધિ વિરૂધ્ધ વાતોને પસંદ કરે, એમ માનવું બુધ્ધિ વિરૂધ્ધ છે.

આ ઉપરથી જણાઈ આવ્યું, કે જેઓ એમ માને છે, કે "જીવને જો પુનર્જન્મ આપવામાં ન આવે, તો દુન્યાનું ચક્કર કેવી રીતે ચાલે." એ વાક્ય ઉપલી દલીલો આગળ તદ્દન વજુદ વગરનું છે. કારણ કે એમ માનવાથી પ્રકૃતિનો નાશ સિધ્ધ થઈ શકતો નથી, અને સદા સદાને માટેનો મોક્ષ છેવટનાં દરજાનો આનંદ છે, જે દરેક જીવ ચહાય છે. મહાન સૃષ્ટિકર્તા પરમેશ્વર જે મહા ન્યાયી છે, તે વારે ઘડીયે આત્માને પ્રકૃતિ તરફ મોકલી દુઃખો આપ્યા કરે, એ વાત તેનાં ન્યાય, કૃપા, અને દયાની શોભામાં વધારો કરે એવી નથી, અગર સદાને માટે મોક્ષ ન મળ્યો તો કૃપા શું થઇ ? જે આત્માઓએ જે જન્મો લીધા એ તેને તેનું કર્મ ફળ મળ્યું. એ બધી બાબતો તરફ જ્યારે તિવ્ર અવલોકન કરીએ છીએ, તો સાફ જણાઈ

આવે છે, કે ઉપલાં કારણો માટે પણ પુનર્જન્મને માનવો બુધ્ધિ વિરૂધ્ધ છે.

હવે જેઓ એમ કહે છે, કે "આત્મજ્ઞાન વિના મનુષ્ય દેહ ક્ષય થયા પછી જીવ ચોરાશી લક્ષ યોનીમાં અનેક પ્રકારના જન્મ મરણથી દુઃખ ભોગવે છે."

ઉપલા વાકયનો વિગતવાર ખુલાસો એ છે કે આત્માને જ્યાં સુધી મનુષ્ય દેહમાં પોતાના સ્વરૂપનું ભાન થતું નથી. ત્યાં સુધી તેને અનેક પ્રકારના જન્મો મળે છે. એનો વધુ ખુલાસો એ છે કે અનાદિ કાળમાં એ આત્મા શું હતો એ વાત દેહ સાથ સબંધ જોડાવાથી જે છુપાઈ ગઈ છે, તેને જ્યાં સુધી વિદ્યા, અભ્યાસ, ભકિત, જપ, તપ વિગેરેનાં પ્રભાવે પ્રકાશમાં ન લાવે ત્યાં સુધી જન્મ મરણથી દુઃખો ઉઠાવે છે. એટલે આ સ્થુલ દેહનાં جسم کثیف સબંધથી જે તે પોતનાં મૂળ સ્વરૂપને દેખી શકતો નથી, અને આત્માને પોતાનું મૂળ સ્વરૂપ જાણવું જરૂરી છે, એમ છતાં તે જાણવા માટે પ્રયત્ન કરતો નથી, એ પાપ બદલ તેને અનેક પ્રકારના જન્મો, મરણોથી દુઃખ પહોંચે છે. તો એ પણ પાપની શિક્ષા બદલનો જન્મ થયો. જેનો ખુલાસો આગળ થઈ ચુકયો છે. હવે જો એમ કહો કે "મનુષ્ય દેહમાં આત્મજ્ઞાન પ્રાપ્ત ન કરવાથી આત્મા જાતે અનેક પ્રકારના જન્મો, મરણોથી દુઃખ ઉઠાવે છે." તો એ વાત તદ્દન ન મનાય એવી છે, કારણ કે

તમોજ માનો છો કે "બ્રહ્મનાં સત, ચિત, અને આનંદાદિ લક્ષણો આત્મ સ્વરૂપમાં મળે છે" ત્યારે તેનો દેહ સાથનો સબંધ જે તેને માટે એક કાળો પડદો છે, તે નષ્ટ થવાથી તો તેને તેનું મૂળ સ્વરૂપ જણાઈ આવશે, ત્યારે તે પાછો જાતે પોતાની ખુશીથી શા માટે એવા અપવિત્ર દેહ સાથ પોતાનો સબંધ જોડે?

એક બીજી દલીલ એ છે, કે આ જગત્ કૃત્યસ્થાન دارالعمل છે, એ તો તમો પણ માનો છો. હવે જો એને પાપ મોચક સ્થાન دارالجزاء પણ કહો તો એ કેવી રીતે થઇ શકે? પાપની સજા બદલનાં જન્મમાં શિક્ષાઓનાં દુઃખો ઉઠાવે, કે આત્મજ્ઞાન પ્રાપ્ત કરે? જ્યારે દુઃખો ઉઠાવવાથી નવરાસ નથી, ત્યારે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા માટે વખત ક્યાંથી લાવે? એમતો દુન્યામાં પણ કેટલાક બદલાઓ મળે છે. દાખલા લેખે વિષ ખાનાર દુઃખો ઉઠાવે છે. ખેતી કરનાર તેનો લાભ ઉઠાવે છે. પણ એથી કાંઈ પુનર્જન્મ સિદ્ધ થતો નથી. તમો પણ ઈશ્વરને કૃપાળુ, દયાળુ, કહો છો. પછી જ્યારે એક માણસ પર જે દુઃખ સુખ પડે છે, તે તેનાં પુર્વજન્મનું કર્મફળ હોય, તો ઈશ્વરનો મનુષ્ય ઉપર ઉપકાર શું થયો? પ્રથમ તો તમો માનો છો કે આત્માને ઈશ્વરે ઉત્પન્ન કરેલો નથી. આત્મા તો અનાદિ, અને અમર છે, અને મનુષ્ય પાસે જે કાંઈ સુખ દુઃખનાં સાધનો છે. તે

તેનું કર્મફળ છે, ત્યારે એ માની લીધેલો ઇશ્વર કયા દુઃખની દવા છે, એ સમજાતું નથી.

હવે જે હાલનાં સુધરેલા જગતનાં કેટલાક તત્ત્વજ્ઞાનીઓ કહે છે, કે "પુનર્જન્મનો સિધ્ધાંત સિધ્ધ છે." અને વળી કેટલાક તાજા ફિલોસફરોની બુધ્ધિ તો એટધે સુધી ઉન્નતિ કરી ગઇ છે, કે તેઓ તો હવે કહે છે, કે "મનુષ્યો પુર્વે વાંદરા હતા."

સ્તુતિને પાત્ર તો તેજ જાત છે, કે જે દરેક ખામીઓથી પવિત્ર છે, અને જેને જેવી ચહાય છે, તેવી બુધ્ધિ આપે છે.

એમ માત્ર મોઢે કહી દે કે "પુનર્જન્મનો સિધ્ધાંત સિધ્ધ છે." એ કાંઇ ચાલે નહીં. એ માટે તો કોઇ પણ એક કાયદો પકડી સિધ્ધ કરવું પડે છે. તમો સુધરેલાઓ તો આત્માને એટલે સુધી માનો છો, કે અમો તેને નજરે જોઇએ છીએ. વાતો કરીએ છીએ, સ્પર્શ કરીએ છીએ, જો એ પ્રમાણે હોય, તો આત્મા માટે સ્થૂલ દેહ માનવો પડશે. અને જો સ્થૂલ હોય તો સંયુકત હોવો જોઇએ, કારણ કે માત્ર અગ્નિ, જળ, વાયુ, પૃથ્વી કે આકાશ તો જ્ઞાનરૂપ, કે ચૈતન્ય નથી. અને આત્માને જ્ઞાનરૂપ. અને ચૈતન્ય તો તમો પણ માનો છો. અને એનું સંયુકત હોવું તો અસંભવિત છે. જેનું વિગતવાર વર્ણન આગળ થઇ ગયું છે. હવે આત્મા માટે સ્થૂલ દેહ કેવી રીતે માની શકાય ? જ્યાં સૂક્ષ્મ દેહનાં

વાંધા હોય ! કોઈએ નોવૅલોમાં એ વાતો સિધ્ધ કરવાનો પ્રયત્ન કર્યો છે, અને કોઈએ પ્રત્યક્ષ બતાવવા પ્રયોગશાળા ખોલી છે. પણ એમાં શું શું ઘોટાલાઓ થાય છે, તેને અમેરીકન વર્તમાન પત્રો ઠીક સમજાવે છે. માટે એવા થોડા ઘણાં સુધરેલા જગતનાં તત્ત્વજ્ઞાનીઓ કાંઈ મોઢે ઉચ્ચારી દે તો તે માની ન શકાય. કારણ કે “ મનુષ્ય જાત ભૂલને પાત્ર છે.” જેનું દૃષ્ટાંત હું પહેલાંજ આપી ગયો છું. તે તરફ વ્હાલા વાંચક વર્ગનું ધ્યાન ખેંચું છું.

હવે વાંદરા વાળી વાત કે જે ખરેખર હેરત પમાડે એવી છે. હું એ વાંદરાવાળા સાહેબોને નમ્ર વિનંતી કરીશ, કે બધાં જીવવાળાઓમાં મનુષ્ય, અને બીજાં પ્રાણીઓમાં જો તમને પેટાજાતિ Species પુછીશું તો તમોજ કહેશો, કે મનુષ્ય જ્ઞાની, અને બીજાં પ્રાણીઓ માત્ર જીવવાળાં, અથવા એ વગર બીજી અનેક પેટાજાતિઓ તમો બતાવશો. પણ એમાં મુખ્યતો જ્ઞાની, અને અજ્ઞાન. કારણ કે તમામ ઉત્પન્ન થએલાઓમાં જે મનુષ્ય સર્વથી શ્રેષ્ઠ છે, તેનું એજ કારણ છે, હવે જો તમો કહો કે વાંદરા પણ જ્ઞાની છે. તો હું કહીશ કે ગધેડા પણ જ્ઞાની છે. એવું સાધારણ ખાવા પીવાનું જ્ઞાન તો દરેક પ્રાણીઓને છે, એ તે જ્ઞાન નથી કે જેથી પોતાના ઉત્પન્ન કરનારને, અને અસ્પર્શ શકિતઓને જાણી શકે. એ જ્ઞાનતો

મનુષ્ય આત્મા માટે ઈશ્વરે ખાસ કર્યું છે. જેનું વિગતવાર વર્ણન આત્માનાં વિષયમાં આગળ થઈ ગયું છે.

હવે જો અમો તમને સવાલ કરીએં, કે એક વાંદરાને તમો બચ્ચપણથી ઉછેરી મનુષ્ય જેવો બનાવી આપો? તો તમો એનો જવાબ એમ આપશો કે ઉન્નતિ કરવી કાંઈ સહેલું કામ નથી, કે પાંચ પચ્ચિસ વરસમાં વાંદરો મનુષ્ય થઈ જાય! એ વાત હૃદય કબુલ ન કરે તો પણ માની કે ઉન્નતિ કરવી કઠણ છે. પણ પડતી તો કઠણ નથી. ચાલો? કોઈ મનુષ્યને થોડી મુદ્દતમાં વાંદરો બનાવી આપો? અમો માનીએં છીએં કે કોઈ દવા વિગેરેનાં ઉપયોગથી બધા શરીરમાં વાળ વિગેરેતો ઉગી આવશે. પણ ચાર વામનું પુછડું કેવી રીતે ઉગશે?

મોટા મોટા ફિલોસફરો પોતાને મોઢે આવા શબ્દો ઉચ્ચારે એ આશ્ચર્યજનક નહીં તો શું? દુન્યામાં કોઈ બુધ્ધિવાન તો શું, પણ કોઇ મુર્ખનો મુર્ખ હોય, તો તે પણ પોતે વાંદરાની જાતનો છે, એમ કહેવું પસંદ ન કરે. તેમજ અહીંયાં, અને યુરોપમાં ગાળો ભાંડવા માટે એ શબ્દનો ઉપયોગ મનુષ્ય ઉપર થાય છે. ભલે! જેઓને પોતાના ગુજર પામેલા વડીલોને વાંદરા બનાવવું પસંદ હોય, તો તેઓ ઉપલા સુધરેલા જગતનાં બુધ્ધિવાનોની વાત માને. અમો તો અમારે માટે એ વાત પસંદ કરતા નથી.

જો કે ઉપલી વાંદરાવાળી વાત પુનર્જન્મને સાથે કાંઈપણ સબંધ ધરાવતી નથી. એમ છતાં એક દ્રષ્ટાંતરૂપ લખી છે કે જ્યાંનાં તત્ત્વજ્ઞાનીઓનું ભેજું આટલે દરજ્જે ઉન્નતિ કરી ગયું હોય, ત્યારે તેઓની પુનર્જન્મ વિગેરેની બાબતો માનવા માટે હૃદય કેવી રીતે હાં પાડી શકે? હાં! એવી અસાધારણ બાબતો માટે કોઈ વિશ્વધર્મ કાંઈ આજ્ઞા કરતો હોય, અને તે પર કોઈ શંકા ટકી ન શકે, તો તેને માનવા માટે દરેકનું હૃદય લલચાય એ સ્વાભવિક છે.

જો આપણે પુનર્જન્મનાં સિધ્ધાંતને સિધ્ધ માનીયેં, તો તે ઉપર કેટલીક શંકાઓ ઉત્પન્ન થાય છે. જેનાં જવાબો કદી પણ આપી શકાશે નહીં, કારણ કે એ સિધ્ધાંત આકાશી પુસ્તકોથી સિધ્ધ નથી. દાખલા લેખે--

શંકા (૧) અગર આ હાલનો દેહ, અથવા જન્મને પુર્વના જન્મનાં પાપ પુન્યનો બદલો, અને પુર્વનાં જન્મને તેથી આગળનાં જન્મનાં પાપ પુન્યનો બદલો, અને તે જન્મને તેથી આગળનાં...એવીજ રીતે અસંખ્ય જન્મો કે જેની કોઈ હદ નથી, એમ માનવામાં આવે, તો પાપ પુન્ય વગર જન્મ, અને જન્મ વગર પાપ પુન્યનું હોવાપણું અશકય થઇ જાય છે. જેથી બે બાબતો ને માનવીજ પડશે. તેમાં એક તો કર્મ, અને દેહ. જેવી રીતે દરેક વૃક્ષની પહેલાં બી, અને દરેક બીની પહેલાં વૃક્ષ, અથવા દરેક કુકડીની પેહેલાં

ઇંડુ, અને દરેક ઇંડાની પહેલાં કુકડી. અને બીજી બાબત એ કે એ બન્નેમાંથી કોઈ એક નું આરંભ હતું. એટલે સર્વથી પ્રથમ શરૂઆતમાં કર્મોનું હોવાપણું ન હોવાને કારણે પ્રથમ દેહ કોઈ પણ રીતનાં પાપ પુન્ય ન કર્યાં છતાં અપાયો હતો.

ઉપલી બે બાબતોને માનવીજ પડશે. તેમાં પહેલી બાબત એથી કરી રદ છે, કે એ જન્મ, અને કર્મ, વૃક્ષ અને બી, કુકડી, અને ઇંડાની જેમ માનવા જશો તો *અનુસ્થાનો دور تسلسل દોષ લાગુ પડે છે. અને અનુસ્થા અશકય છે, એ તો તમો પણ માનો છો. સ્વામી દ્રશનાનંદજી મહારાજ વિગેરેએ કર્મ અને જન્મની સાંકળની એક પછી એક કડીયો ને અનાદિ માનવાવાળાઓ નાં શિરે અનુસ્થાનો દોષ ધર્યો છે. હવે કર્મ, અને જન્મ એ બેમાં કોઈ એકને પ્રથમ ઉત્પન્ન થયેલું માનવામા આવે, તો હાલ પણ વગર કર્મે જન્મ મળે છે એમ માનવું જોઈએ.

શંકા (૨) કેટલાકોની એવી માન્યતા છે કે આ સંસારમાં કેટલાક ધનવાન, રંક, મનુષ્ય, પ્રાણી, સુખી, દુઃખી, વિગેરે જે જોવામાં આવે છે, એથી ઇશ્વર ન્યાયી સિધ્ધ થતો નથી. જેથી આ સૃષ્ટિમાં જે આ સુખી દુઃખી વિગેરે જોવામાં આવે છે એ તેઓનાં પુર્વના જન્મનું કર્મફળ છે.

*અનુસ્થા=અર્થ=જેની શરૂઆત, અથવા છેવટ પકડી ન શકાય તે.

એ ઉપર પણ અનુસ્થાનો દોષ લાગુ પડે છે. કેમ કે જ્યાં સુધી ઇશ્વરને ન્યાયી ન માનશો ત્યાં સુધી પુનર્જન્મનો સિધ્ધાંત સિદ્ધ થતો નથી. અને જ્યાં સુધી પુનર્જન્મનાં સિધ્ધાંત ને સિધ્ધ ન માનશો ત્યાં સુધી ઇશ્વર ન્યાયી સિધ્ધ થતો નથી. એટલે આ બંન્ને બાબતો એક બીજાને આશ્રર્ય છે. દાખલા લેખે અગર કોઇ માણસ એ શંકા કરે, કે પરમેશ્વરની હુસ્તિ ખરેખર છે એ ઉપર કોઇ દલીલ છે? એનો જવાબ બીજો એમ આપે કે આ આકાશી પુસ્તક કહે છે, કે છે. ત્યારે પહેલો માણસ બીજી શંકા એ કરે કે એ પુસ્તક સાચું છે એની શું દલીલ છે? ત્યારે જવાબ આપનાર એમ જવાબ આપે કે એ ઇશ્વરી વાકયો છે. જેવી રીતે એ બાબત આવા જવાબોથી સિધ્ધ થઇ શકતી નથી તેવીજ રીતે પુનર્જન્મનાં સિધ્ધાંતનો બોજ ઇશ્વરી ન્યાય ઉપર, અને ઇશ્વરી ન્યાયનો બોજ પુનર્જન્મનાં સિદ્ધાંત ઉપર ધરવામાં આવ્યા કરે, તો અનુસ્થાનો દોષ લાગુ પડે છે, જેને તમો પણ અશકય માનો છો.

શંકા (૩) ઇશ્વરી ન્યાયને સિધ્ધ કરવા માટે પુનર્જન્મને માનવો બુધ્ધિથી વિરૂધ્ધ છે. કારણ કે જો એમ માનવામાં આવે કે આ જન્મ પુર્વનાં જન્મોનું કર્મફળ છે. અને ભવિષ્યે જે જન્મો મળશે તે આ જન્મનું કર્મફળ મળશે. એથી સાફ સમજાઇ જાય છે, કે પુર્વનાં અને હાલનાં જન્મોનું કર્મફળ

પુર્વે, અથવા હાલ પુરેપુરૂં અપાઈ શકતું નથી. કાંઇને કાંઈ બાકી રહી જાય છે, જેથી કરી હાલનો, અને ભવિષ્યના જન્મો માનવા પડે છે. તેમજ આત્મા, અને પ્રકૃતિને અનાદિ, અને અનંત ( અમર ) માનવાથી ઇશ્વરનાં ન્યાયી દરબારનાં દફતરોમાં કેટલો મોટો સંગ્રહ એકઠો કરવો છે ? એ કર્મ અને જન્મનાં સાંકળની કડીઓ તો કદી પણ પુરી થશે નહીં. કારણ કે તમો એને અનંત માનો છો. ત્યારે પુન્યનો પુરેપુરો બદલો તો આપી ન શકાશે. ત્યારે ઇશ્વરને સંપુર્ણ ન્યાયી કેવી રીતે સિધ્ધ કરશો ? બધા કર્મોનું કર્મફળ ન આપવું તો ખુલ્લો અન્યાય છે. જો અગર એમ કહો કે મુક્તિમાં બધા ભલા બુંડા કર્મોનો સમાવેશ થઈ જાય છે. તો એ કહેવું પણ તમારા માનેલા આકાશી પુસ્તકથી વિરૂધ્ધ છે.

શંકા ( ૪ ) પુનર્જન્મનાં સિધ્ધાંત પ્રમાણે મનુષ્ય દેહ માટે આ સૃષ્ટિ કર્મસ્થાન છે. એ વગર બીજા બધા દેહો માટે ભોગસ્થાન ( [illegible] ) છે. મનુષ્ય વગર બીજા બધા જીવવાળાઓમાં મનુષ્ય આત્માઓ પોત પોતાનાં કર્મોનું ફળ ભોગવવા જન્મો ધારણ કરે છે. અને શિક્ષા ( બદલો ) મેળવી પાછા મનુષ્ય દેહમાં જન્મ લે છે. એથી સિધ્ધ થાય છે કે જેટલાં પ્રાણીઓ, પછી તે પશુ, પક્ષી, કીડી, મંકોડી, દેડકાં, લીલોતરી, ઘાંસ, ઝાડપાન વિગેરે એક ઋતુ એવી આવે છે કે તેમાં એકી વખતે ઉત્પન્ન થાય છે. એ જેટલાં ઉત્પન્ન થાય છે, એટલાં મનુષ્યો તેજ સમયે મરવા

જોઈએ. વર્ષા ઋતુમાં પુરાનાં ખંડેરોની દીવાલો પર લીલ એટલી મોટી સંખ્યામાં ઉગી નીકળે છે, કે જેની ગણત્રી મનુષ્ય આગળ અશકય છે, તેમ નદી, અને દરીયાનાં કીનારાઓ પર દેડકાં, અને પતંગીયાઓ એટલા મોટા પ્રમાણમાં ઉત્પન્ન થાય છે કે દુન્યાનાં તમામ મનુષ્યોની ગણત્રીથી પણ હજારોગણાં વધારે માની શકાય, હવે તેમાં ધઉં, ચણા, જુવાર, બાજરી, ઘાંસ, માછલીઓ, ચાંચડ, માંકડ, વિગેરેનો જો તેમાં વધારો કરવામાં આવે તો મનુષ્ય પ્રમાણથી કેટલા અબજોગણો વધારો થઇ જાય, જેની ગણત્રી મનુષ્યની શકિત આગળ અશકય છે. એક અમેરિકન ડોકટરે એક વખતે એક પબ્લીક વર્તમાનપત્ર દ્વારા જાહેર કર્યું હતું કે પાણીનાં એક ટીપામાં બે હજારથી વધુ નાના મોટા જંતુઓ છે. હવે એક સાધારણ પાણીનાં ઘડામાં કેટલાં ટીપાં પાણી રહે ? અને એક સાધારણ તળાવ કેટલા ઘડા પાણીથી ભરાય ? અને એક સાધારણ તાપી જેવી નદી કેટલા તળાવની થઈ શકે ? અને એક મહાસાગર એવી કેટલી નદીઓથી ભરાઈ શકે, અને એવા કેટલા મહાસાગરો છે ? એ બધા મળી કેટલા જીવો થયા ? અને એ બધા જીવો પહેલાં કદી એકી વખતે મનુષ્ય દેહમાં હતા કે નહીં ? અગર હતા. તો કો વખતે ? અને ન હતા. તો તેનું કારણ શું ? કારણ કે તમારી માન્યતા પ્રમાણે તો હોવા જોઇએ.

શંકા ( ૫ ) અગર હાલનાં જન્મમાં દુઃખ, સુખ, બીમારી વિગેરે પુર્વનાં જન્મનું કર્મફળ છે. તો વૈદ્યક, ડોકટરી, હીકમત વિગેરે સર્વ વ્યર્થ છે. કારણુ કે જ્યારે પુર્વનાં જન્મનાં કર્મોનું ફળ ભોગવવુંજ છે તો તેને ભોગવવા વગર તો છુટકોજ નથી. ત્યારે બીમારી વિગેરેમાં ઇલાજ કરવો, કરાવવો વ્યર્થ છે. કારણુ કે એ બીમારી કર્મફળ છે. અને તે જ્યાં સુધી તેને શિક્ષાનો સમય પુરો ન થશે ત્યાં સુધી તો લાખ પ્રયત્ન કરો સાજા ન થશો, અને સમય પુરો થયે દવા વગર પણ સાજા થઇ શકો છો. ત્યારે દવા વિગેરેમાં નકામું ધન ગુમાવવું બુધ્ધિવાનોનું કામ નથી. પણ આપણે જોઇએ છીએ કે દવાથી ખરેખર ફાયદો થાય છે, અને બીમારને ઇલાજ કરવોજ જોઇએ એમ બુધ્ધિ કબુલ કરે છે, એ ઉપરથી પણ જણાય આવે છે કે એ પુર્વના કર્મોનું કર્મફળ નથી.

શંકા ( ૬ ) અગર પુનર્જન્મનો સિધ્ધાંત સિધ્ધ હતે, તો કોઇ પણ બીમારીનો ઈલાજ દુન્યામાં ન હતે. કારણુ કે બીમારીનું કારણુ સમજી તે પ્રમાણે દવા આપવામાં આવે છે. એટલે ડોકટરો, હકીમો, વૈદ્યો, બીમારી ઉત્પન્ન થવાનું કારણુ અને આપવા જોગ દવાનાં ગુણથી જ્ઞાન ધરાવે છે. અને તેથીજ બીમારો સારા થાય છે. જો બીમારી પુર્વનાં જન્મનું કર્મફળ હતે, તો શું બીમારી છે, તે બીમાર, અને ઈલાજ કરનાર બન્ને ન સમજી શકતે, ત્યારે ઇલાજ શું કરતે ?

શંકા ( ૭ ) દરેક ચીજમાં જુદા જુદા ગુણો છે. દાખલા લેખે મુળાનાં પાંદડાં ઠંડા. અને સુંઠ ગરમ છે. એથી કરી દરેક વસ્તુ ખાવાથી તે પોતાનો ગુણ બતાવી મનુષ્યની તંદુરસ્તી પર અસર કરે છે. અગર તંદુરસ્તીનો આધાર પુનર્જન્મનાં કર્મફળ પર હોય, તો પછી કોઈ માણસ ગમે એવી ચીજોનું સેવન કરશે, તો તેની કાંઈ પણ અસર તેની આરોગ્યતા પર કરશે નહી. અને પછી કોઈ પણ ચીજમાં જુદા જુદા ગુણો છે, એમ માનવામાં આવશે નહીં, પણ તેમ નથી તેથી માનવુંજ પડશે કે એ કાંઈ આગળા ભવનું કર્મફળ નથી.

આજે કોઇ માણસને તાવ આવ્યો, અથવા કમરમાં દર્દ થયું, અથવા કોલેરા થયો, અથવા ઝાડ પરથી પડી પગ ભાંગી ગયો. તો શું એ આગલા ભવનું કર્મફળ છે? હું કહું છું કે પુનર્જન્મનાં સિધ્ધાંત પ્રમાણે અગર માની લેવામાં આવે કે એ પુર્વજન્મનું કર્મફળ છે, અને અહીંઆં કોઇ પણ વસ્તુમાં કાંઈ ગુણ નથી. તો ડોકટરી, વૈદક, અને હીકમત એ દરેકનાં પુસ્તકો પુનર્જન્મનાં સિધ્ધાંતનાં પાયા ઉપર રચાયાં હતે, કે જેમાં દરેક દવાઓનાં ગુણો બતાવવામાં આવ્યા છે, કે આ બુટીમાં આ ગુણ છે, અને આ બુટીમાં આ ગુણ છે. અગર દવાઓમાં ગુણ ન માનવામાં આવે તો ખાસ ખાસ બીમારીઓ માટે ખાસ ખાસ દવા શા માટે નકકી કરવામાં આવી છે? વળી જેઓ દવાઓનાં ઉપયોગ સાથ પરહેજી પણ રાખે છે. એ પણ શા માટે જોઇએ? હું એ સાહેબોને પુછું છું કે પુર્વજન્મનાં કર્મફળે કરી કોઇ બીમાર થયો

હોય તો એ બીમારીનો દવા શું ? અને તેની પરહેજી શું ? અને પરહેજી ન કરવાથી દુઃખમાં વધારો થાય એનો શું અર્થ? શું આ ભવમાં પણ એ આગલા ભવનાં દર્દની પરહેજી છે?

શંકા ( ૮ ) અગર હાલનાં જન્મનાં દરેક દુઃખ સુખ પુર્વજન્મનું કર્મફળ હોય તો કોઇ પણ ધર્માત્મા, અને અધર્મિ થઇ શકતો નથી. કારણ કે કસાઇ, કે જાલીમ વિગેરે જે કાંઈ છે, તે તેનાં પુર્વના જન્મનું કર્મફળ છે. અને જેને જે કાંઇ દુઃખ કે ઇજા પહોંચે તે તેનાં પુર્વજન્મનું કર્મફળ છે. તેમાં ઇજા પહોંચાડનારનો તેમ કોઈનો કાંઈ પણ દોષ નથી, જેનો દેવાવાળો ઈશ્વર માનવામાં આવે છે. મનુષ્યને માનવામાં ન આવશે. કારણ કે કર્મોનું ફળ આપવું એ ઇશ્વરનું કામ છે. આત્માનું કામ નથી, આત્માનું કામ તો માત્ર કર્મો કરવાનું છે, કર્મોનાં ફળ આપવાનું કામ ઈશ્વરનાં અખત્યારમાં માનવામાં આવે છે. ત્યારે હવે મનુષ્ય અધર્મિ કે ધર્માત્મા કેવી રીતે થઇ શકે ? જો કોઈ માણસને કોઈ વગર વાંકે બે ખાસડાં મારી દે અને માર ખાનાર કહે કે તું અધર્મિ જાલીમ છે, અને પેલો જવાબમાં કહે કે ભાઇ હું જાલીમ નથી, એતો તારા પુર્વના જન્મનું કર્મફળ છે. તેમજ કોઇ ઉદાર ગૃહસ્થ કોઈ ગરીબ ઉપર કાંઇ ઉપકાર કરે, અને પેલો ગરીબ તેનો આભાર માને તો પેલો ઉદાર તેને કહે, કે ભાઇ એમાં મેં કાંઈ ઉપકાર કીધો નથી. એતો તારા પુર્વનાં જન્મનું કર્મફળ છે. જો ઉપર પ્રમાણેજ ચાલે તો કોઈ પણ ધર્મિ કે અધર્મિ ન રહે, અને પાપ કયાં, અને પુન્ય કયાં એ પણ કહી ન શકાય!

શંકા (૯) અગર નિર્ધનોની નિર્ધનતા, બીમારોની બીમારી, આંધળાઓનો અંધાપો વિગેરે પુર્વના જન્મનાં કર્મફળ પરમેશ્વર તરફથી હોયતો તેઓને કોઈ પણ રીતની મદદ કરવી ન જોઇએ, કારણકે જ્યારે ઈશ્વર તેને ન્યાય પુર્વક શિક્ષા આપેછે, તે ઈશ્વરી ન્યાયના વિરૂધ્ધ આપણે ન થવું જોઈએ. ઈશ્વર નાં ન્યાયની વિરૂધ્ધ જવું મહા પાપ છે. એમ છતાં આપણે મદદ કરીયે છીએ, તે પરથી જણાય છે, કે પુનર્જન્મ સિધ્ધ નથી.

શંકા (૧૦) અગર આ ભવ આગળા ભવનું કર્મફળ છે, અને જે દુઃખ સુખ પહોંચે છે, એ તે ભવમાં કરેલાં પાપોનાં પરિણામો છે. તો પછી હીંમત, પ્રયત્ન વિગેરે દરેક ઉપયોગમાં લેવા ન જોઈએ કારણ કે આપણને તો આપણા આગળા ભવનાં કર્મફળ ભોગવવા લાવવામાં આવ્યા છે હવે એમાં જે થવાનું છે તેતો થશેજ. ત્યારે દરેક આફતમાં હીંમત અને પ્રયત્ન કરવાથી શો લાભ? પણ મનુષ્ય તેમ કરતો નથી જેથી જણાય છે કે પુનર્જન્મ સિધ્ધ નથી.

હું એમ કહેતો નથી, કે પુનર્જન્મ અશકય છે, કારણ કે સર્વશકિતવાન ઈશ્વર જેમ ચહાય તેમ કરી શકે છે. પણ પુનર્જન્મ માટે જે જે કારણો બતાવવામાં આવ્યાં છે, તે બધાં બુધ્ધિ વિરૂધ્ધ છે. અને પરમ કૃપાળુ મહાન ઈશ્વરનાં કેટલાંક લક્ષણોમાં અપુર્ણતાનો દોષ લાગુ પાડે એવાં હોવાથી તે કારણોને બુધ્ધિ વિરૂધ્ધ, અને અશકય કહ્યાં છે.

ભુતકાળનાં નામાંકીત તત્ત્વજ્ઞાનીઓમાં સર્વથી છેલ્લા મહાન તત્ત્વજ્ઞાની "બુઅલી સીના" પુનર્જન્મને અશકય માને છે,

પણ અમો તેની એ માન્યતાને પાયા વગરની માનીએ છીએ. પુનર્જન્મને અશકય સિધ્ધ કરવા તેણે જે દલીલો સાથ વિવેચન નિરૂપણ કર્યું છે, તે એ છે કે "એક આત્મા જો બીજીવાર કોઈ દેહ સાથ પોતાનો સબંધ જોડશે, તો તે આત્મા એવા દેહ સાથ પોતાનો સબંધ જોડી શકશે કે જે દેહ તેનાં સંબધને કબુલવાની લાયકાત ધરાવતો હોય, અને જે દેહ એવી લાયકાત ધરાવતો હોય છે, તેને માટે તો લાયકાત ઉત્પન્ન થતાંજ ઈશ્વર તરફથી આત્મબક્ષિશ થઈ જાય છે. કારણ કે તે દેહ જાતે આત્મસબંધ ને કબુલ કરવાને યોગ્ય છે. અને તેનું યોગ્ય થવું આત્મબક્ષિશ ચાહે છે. હવે જો દેહ સાથ દેહવિયોગી આત્મા (نفس مفارق) પણ સબંધ ધરાવે, તો એક દેહ માટે બે આત્માઓ સિધ્ધ થશે. અને એ અશકય છે."

ઉપલી દલીલથી તે મહાપ્રલય قیامت નો પણ નકાર કરે છે. એનો જવાબ એ છે, કે દેહોની લાયકાત જુદી જુદી તરેહની હોવી અશકય નથી. એક દેહમાં એવી લાયકાત હોય, કે જે વિયોગી આત્માને યોગ્ય હોય, અને તે એટલે સુધી કે વિયોગી આત્માનાંજ સબંધને માટે ખાસ થવાનો ગુણ ધરાવતો હોય. અને પોતાને માટે અવિયોગી આત્મબક્ષિશનો ગરજવાન ન હોય. તો એ અશકય નથી. હવે જ્યારે એક દેહ માટે વિયોગી આત્માનો સબંધ વધુ અનુકૂળ હોય. તો તે દેહ માટે અવિયોગી આત્મબક્ષિશ પણ કરવામાં ન આવશે. હવે રહી એ વાત કે વિયોગી આત્માઓનો સબંધ વિયોગી દેહો (اجسام مفارق) સાથે થવો. તો એ તો તદ્દન સંભવિત છે.

અને તે એ છે, કે ઈશ્વર ઇચ્છાથી દુન્યામાં અસંખ્ય મહાત્માઓએ મુડદાંઓ જીવતાં કર્યાં છે, એથી તો ભાગ્યેજ કોઈ અજ્ઞાન હોય.

**અવતાર. ( એટલે ઈશ્વરનો મનુષ્ય દેહમાં પ્રવેશ. )**

અગર કોઈ એમ કહે કે પુનર્જન્મ જ્યારે અશક્ય નથી. તો અવતારનો સિધ્ધાંત કેવી રીતે અશક્ય થઇ શકે ? એનો ટુંકમાં જવાબ એ છે કે અગર મનુષ્ય દેહ, અથવા બીજા કોઈ પણ દેહમાં ઈશ્વર અવતાર ધારણ કરે ( એટલે પ્રવેશ કરે ) તો પ્રવેશ તેજ ચીજ કરી શકે છે કે જેનો કોઈ પણ રીતનો દેહ Body હોય. તો ઈશ્વર માટે દેહ માનવો પડશે. હવે જો દેહ માનશો તો દેહ માટે દિશા, સ્થાન, આકાર, વિગેરે માનવાં પડશે. તો ઈશ્વર સર્વવ્યાપક, નિરાકાર વિગેરે ન રહેશે.

બીજું એ કે જે દેહમાં ઈશ્વર પોતાનો પ્રવેશ કરશે. તેમાં પોતાનાં કોઇ એક ખાસ ભાગનો પ્રવશે કરે, એતો અશક્ય છે. કારણ કે જો એમ માનશો તો ઈશ્વરનાં ભાગો નક્કી કરવા પડશે. અને જે ચીજોના ભાગો થઇ શકે છે. તેને માટે પણ દેહ માનવો પડશે, તેમજ જ્યારે ઈશ્વર પોતાનો કો ભાગ મનુષ્ય દેહ સાથ જોડશે, તો કોઈ ભાગ દેહ સાથ, અને બીજો ભાગ, અથવા ભાગો કોઇ બીજા સ્થાને, માનવાં પડશે તો બે ઈશ્વર થઇ જશે. અને તે બન્ને અપુર્ણ કહેવાશે. અને ઈશ્વર માટે સંયુક્ત દેહ مرکب جسم સિધ્ધ થશે, અને ફિલોસફરો એકે મતે છે, કે જે વસ્તુ સંયુક્ત છે. તે ઉત્પાદિત حادث છે. તો ઈશ્વર અનાદિ ન રહેશે. અને જો ઇશ્વરનો પ્રવેશ

حلول મનુષ્ય દેહમાં કોઈ અમુક ભાગનો નથી, પણ સંપુર્ણ છે. તો જેટલો વખત તેનો પ્રવેશ કોઈ દેહમાં રહેશે, તેટલો વખત સર્વવ્યાપક ન રહેશે. કારણ કે દેહ માટે દિશા, સ્થાન વિગેરે આવશ્યક ضروری છે. તેમજ મનુષ્ય દેહ જેવા અપવિત્ર સ્થાનનાં સંગથી તેની પવિત્ર જાતમાં અનેક દોષો લાગુ પડશે. મુખ્ય દલીલ ટુંકમાં એ છે, કે જો ઇશ્વરનો પ્રવેશ કોઈ દેહમાં માનશો. તો ઉપર જણાવ્યા પ્રમાણે પ્રવેશ તેજ વસ્તુ કરી શકે છે, કે જેનો કોઈ પણ રીતનો દેહ હોય, અને જો ઈશ્વિર માટે દેહ માનશો, તો દેહ માટે આકાર પણ માનવો પડશે. તો ઈશ્વર નીરાકાર ન રહેશે. અને આકાર સાપેક્ષ છે, અને જે ચીજો સાપેક્ષ છે તેને માટે અનાદિપણુ અશકય છે. હવે જ્યારે ઈશ્વર માટે આકાર માનીશું, તો આકાર અનાદિ નથી. તો પછી ઇશ્વર કેવી રીતે અનાદિ થઈ શકે? ત્યારે માનવુંજ પડશે કે અવતાર અશકય છે.

## ઇશ્વરનું હોવાપણું, وجود باری અને બીજાં કેટલાંક સંભાવતોનું વર્ણન.

કેટલાક નાસ્તિકો જે ઈશ્વરથીજ નકાર કરે છે, તેમને માટે પણ ટુંકમાં ખુલાસો થવો જરૂરી છે. હું કહું છું કે

એ નકાર તેઓનો તદ્દન મૂળ વગરનો, અને હાસ્યજનક છે. કારણ કે તત્પદ (ઇશ્વરપણાં) માટે અનેક ગ્રંથો દુન્યામાં એટલા મોટા પ્રમાણમાં મળી શકે છે, કે જે બધા જોવા માટે હજાર સાલનું આયુષ્ય પણ ઓછું છે. અને ઈશ્વરનાં હોવાપણાં પર જે જે દલીલો કાયમ કરવામાં આવી છે. તે અસંખ્ય દલીલોમાંથી એક દલીલના રદ્દ કરવા ઉપર કોઈ નાસ્તિક પોતાનું આખું આયુષ્ય પુર્ણ કરે, તો પરિણામ માત્ર એજ આવે કે કાતરીયું ગેબ ! ! !

ઇશ્વરનાં હોવાપણાં, અને અનાદિ હોવા પર ટુંકમાં—

દલીલ (૧) એ છે કે જગત્ ઉત્પાદિત છે, અને જે વસ્તુ ઉત્પાદિત છે. તેને માટે ઉત્પન્ન થવાનું કારણ જરૂરી છે. એ ઉત્પન્ન થવાનું "**કારણ**" એનુંજ નામ ઇશ્વર છે. અને એ ઉત્પન્ન થવાના કારણ માટે કોઈ દલીલની જરૂરત નથી. કેમકે કારણનું હોવાપણું પહેલેથીજ હોય, તોજ બીજી વસ્તુ ઉત્પન્ન થઈ શકે છે. હવે એ ઉત્પન્ન થનારા દરેક સ્વવશ હશે, અથવા સાપેક્ષ, તો સાપેક્ષના ઉત્પાદિત હોવામાં તો કોઇ પણ રીતનો સંદેહ થઈ શકતો નથી. કારણ કે સાપેક્ષની હસ્તિ તો કોઇ બીજી જાત વગર અશક્ય છે. હવે સ્વવશ. તો સ્વવશ એ કારણે ઉત્પાદિત છે, કે કોઈ પણ સ્વવશ

સાપેક્ષથી ખાલી નથી, હવે જ્યારે સાપેક્ષ અનાદિ નથી, તો સ્વવશ પણ અનાદિ થઈ શકતો નથી.

દલીલ (૨) એ છે કે જેટલા દેહો છે, તેઓ બે સ્થિતીમાં મળી આવશે, એટલે સ્થિર હશે, અથવા અસ્થિર. એ સ્થિરતા, અને અસ્થિરતા બન્ને ઉત્પાદિત છે. કારણ કે એ બન્ને સાપેક્ષ છે. બીજું એ કે અસ્થિરતા એ કારણે ઉત્પાદિત છે. કે અસ્થિરતાનાં અર્થ એ છે કે " એક સ્થિતી, અથવા સ્થાનથી. બીજી સ્થિતી અથવા સ્થાનમાં જવું. " એટલે ચળવળ. જો ચળવળ ન હોય તો અસ્થિરતા ન કહેવાશે. એ સ્થિતીઓનું બદલાવું એનુંજ નામ રૂપાંતર છે, અને એનું અનાદિ હોવું એકેમતે અશક્ય છે. હવે રહી સ્થિરતા. એ સ્થિરતા એ કારણે ઉત્પાદિત છે, કે જો એને ઉત્પાદિત ન માનીશું તો અનાદિ માનવી પડશે. અને જે ચીજ અનાદિ છે તે કદી મટી જતી નથી. તો માનવું પડશે કે જે વસ્તુ સ્થિર છે, તેની સ્થિરતા કદી પણ નષ્ટ ન થાય, પણ જ્યારે દેહોજ નષ્ટ થઈ જાય છે, ત્યારે એ સ્થિરતા કેવી રીતે કાયમ રહી શકે ?

દલીલ (૩) એ છે કે બધા દેહાદિકો દેહાદિક હોવામાં સમાન છે. પણ પોતાનાં ખાસપણાંમાં જુદા છે. તો એ

ખાસપણું આપનાર કોઇ બીજો હોવો જોઇએ, અને એ ખાસપણું આપનાર એનુંજ નામ ઈશ્વર છે. દાખલા લેખે જળ અને અગ્નિ દેહાદિક હોવામાં બન્ને સમાન છે. એટલે પંચમહાભૂતનાં પાંચ મૂળ તત્વોમાંનાં એ બે તત્વો છે. હવે અગ્નિનો ગુણ એ છે કે તે બાળે છે, ત્યારે જળમાં પણ એજ ગુણ હોવો જોઈતો હતો, કે તે પણ બાળી શકતે. પણ તેમ નથી. એ બન્નેમાં જુદા જુદા ગુણો છે એ માટે જરૂરી છે, કે એ જુદા જુદા ગુણો કોઈ બીજાએ ઉત્પન્ન કર્યા છે, એ ઉત્પન્ન કરનારનું નામ ઈશ્વર છે.

એવીજ રીતે અસંખ્ય દલીલો છે. હવે રહી એ વાત કે ઈશ્વર એકજ હોવો જોઇએ. તો એતો ઘણુંજ સ્પષ્ટ છે. કારણ કે અગર ઈશ્વર બે હોય, તો ઈશ્વરપણાંનાં દરેક ગુણોમાં બન્ને સમાન હોવા જોઇએ. અને જો એમ માનીશું તો કોઈ પણ વસ્તુ ઉત્પન્ન થએલી ન કહેવાશે. કારણ કે બધી ઉત્પન્ન થએલી વસ્તુઓનો સબંધ બન્ને ઈશ્વરો સાથે સમાન હશે. તો દરેક વસ્તુનાં ઉત્પન્ન કરનાર બે કહેવાશે. અને દરેક ઉત્પન્ન થનારની ઉત્પત્તિનું "સંપુર્ણકારણ" [illegible]

તો એકજ હોવું જોઇએ, અને જો એમ કહેવામાં આવશે કે આ વસ્તુને આ ઈશ્વરે ઉત્પન્ન કરી, અને આ વસ્તુને

આ બીજા ઇશ્વરે ઉત્પન્ન કરી, તો બન્નેમાં સમાનપણું ન રહેશે.

જો મનુષ્ય વિચાર કરે તો ઈશ્વરનું એકપણું તો તે પોતામાં જે એક જ્ઞાનરૂપ જોહર (આત્મા) પરદે છુપાઇ પોતાનો હુકમ ચલાવી રહયો છે, તે પરથી પણ જાણી શકે છે. કારણ કે ઇશ્વરે પોતાનું એકપણું દરેક ઉત્પન્ન થએલી વસ્તુઓથી સિધ્ધ કર્યું છે. (૧) મનુષ્ય દેહ માટે એક જ્ઞાનરૂપ. અને ચૈતન્ય એટલે આત્માની જરૂરત છે, અને તે આત્મા દેહાદિક પ્રપંચોથી ભિન્ન છે. અને તે આખો દેહ કે જે પંચમહાભૂતથી ઉત્પન્ન થયો છે. તે આખા દેહ ઉપર પોતાનું રાજ્ય ચલાવે છે, અને એ આખા દેહ ઉપર રાજ્ય ચલાવનાર એકજ છે. તો એ ઉપરથી જણાઈ આવે છે કે તમામ જગત્ કે જે મહાન ઇશ્વરની આગળ એક અલ્પમાં અલ્પ દેહ સમાન છે, તે ઉપર પણ રાજ્ય ચલાવનાર એકજ છે, અને તે પણ દેહાદિક ઉપાધિઓથી ભિન્ન છે. અને જેવી રીતે મનુષ્ય દેહમાં આત્માની બરોબરી કરનાર કોઇ નથી, તેવીજ રીતે તમામ હસ્તિઓમાં ઇશ્વરની બરોબરી કરનાર પણ બીજું કોઈ નથી. (૨) જયારે મનુષ્ય દેહ આત્માની ઇચ્છા, અને હરકત આપ્યા વગર હાલવાની પણ શકિત રાખતો નથી, તો એ ઉપરથી આપણે જાણવું જોઇએ

કે ઈશ્વરની ઈચ્છા વગર કોઈ હસ્તિ કાંઈ પણ કરી શકતી નથી (૩) જ્યારે દેહની તમામ ચળવળો આત્માની જાણમાં છે, અને દેહની દરેક દરેક સ્થિતીઓનું આત્માને જ્ઞાન છે, એવીજ રીતે દરેક હસ્તિઓની રજે રજની જાણ ઈશ્વરની પવિત્ર જાણમાં સંપુર્ણ રીતે છે, તેમજ કોઈ વસ્તુ તેની જાણથી છુપી નથી. (૪) જ્યારે આત્મા દેહનાં દરેક ભાગોની પાસે છે, એવીજ રીતે ઈશ્વર પણ દરેક હસ્તિઓ પછી તે ગમે ત્યાં હોય તો પણ તેની પાસે છે. તેનેથી કોઇ ચીજ આઘે નથી. એવી રીતે અનેક દ્રષ્ટાંતોથી તેનું એકપણું અને શક્તિઓ સિધ્ધ થઈ શકે છે. ઉપલા દ્રષ્ટાંતોમાં આત્માનું જ્ઞાન, હુકુમત, પાસે હોવાપણું વિગેરે જે વર્ણવ્યું છે, એથી એમ ન સમજવું જોઈએ કે એ હુકુમત, જ્ઞાન, વિગેરે આત્મામાં જેટલા બળ, અને પ્રમાણમાં છે. તેટલાજ બળ, અને પ્રમાણમાં ઈશ્વરમાં છે. એ બાબતો માત્ર સમજવા માટે દ્રષ્ટાંતરૂપ [illegible] લખી છે. દરેક ગુણોનાં સમાનતા [illegible] સિધ્ધ કરી નથી. કારણ કે ઈશ્વરની પવિત્ર જાત, અને શક્તિઓ અજોડ છે.

હવે મહાપ્રલય [illegible] (એટલે બધા ઉત્પાદિતોનું ભેગા થવું.) કે જે વખતની ખબર માત્ર ઈશ્વરનેજ છે, અને કોઈ ભેદનાં કારણે તમામ ઉત્પાદિતોથી તે સમયને

છુપો રાખવામાં આવ્યો છે. અને તે ભેદને પણ ઈશ્વરજ જાણે છે. જો કે ઈશ્વરની આગળ બધા વખતો બરાબર છે, પણ કોઈ કોઈ વખતોની સાથે કોઇ કોઇ તરેહોનાં ખાસ થવાને માટે બુધ્ધિ નાં પાડતી નથી. દાખલા લેખે કોઈ કોઈ વખતે એવા મહાન બુધ્ધિવાનો ને તે ઉત્પન્ન કરે છે. કે કોઇ બીજા વખતે એવા મહાનોને તે ઉત્પન્ન કરતો નથી. જો કે તે જ્યારે ચહાય ત્યારે ઉત્પન્ન કરી શકે છે. તેની જાત, અને શકિતની આગળ બધા સમયો બરાબર છે. પણ જ્યારે તેને ઈચ્છા થાય છે ત્યારેજ ઉત્પન્ન કરે છે. ફિલોસોફિક સિધ્ધાંતોથી પણ મહાપ્રળય અશકય નથી. કેમકે ફિલોસ્ફરો એકે મતે છે, કે ઉત્પાદિત વસ્તુઓની પારંભની જગ્યાઓ, અને ગૃહોની ચાલો તરેહવાર હોવાનાં કારણે આકાશી, અને પૃથ્વિ પરની વસ્તુઓની સ્થિતીઓ તરેહવાર હોય છે, દરેક ગૃહોની ચાલ, અને ચકકરની સાથ તેની પાછલી ચાલ એકજ તરેહની હોવી જરૂરી નથી. એઓને ત્યાં એક ચાલથી ઉત્પન્ન થતી અસરોથી બીજી ચાલની અસર એકજ તરેહની માનવી વિશ્વાસપાત્ર નથી. દુન્યામાં દિનપરદિન થતી ભિન્નતાનું કારણ એઓ ગૃહોની ચાલોથી ઉત્પન્ન થતી અસરે કરી માને છે. અને એક ચાલથી એવી અસર ઉત્પન્ન થાય, કે એવી પહેલાં કદી પણ ન થઈ હોય, અને ભવિષ્યે પણ ન થાય, એ ફિલોસ્ફરોને ત્યાં સંભવિત છે. તેમજ કોઈ વખતે

એવી વિચીત્ર તરેહનાં જનાવરો ઉત્પન્ન થાય છે, કે પહેલાં કદી પણ તેવાં ન થયાં હોય. તેમજ એઓ માને છે કે દરેક ગૃહોની ચાલ તો એકજ તરેહની હોય, પણ તે ચાલોથી ઉત્પન્ન થતી અસરો ભિન્ન ભિન્ન હોય. દાખલા લેખે આપણે તળાવના સ્થિર પાણીમાં એક પત્થર નાંખીએં, તો પાણીમાં તેનાં પડવાથી એક ગોળ કુંડળ જેવું સ્વરૂપ ઉત્પન્ન થશે. એવીજ રીતે પાણીનાં સંપુર્ણ સ્થિર થવા પહેલાં આપણે એક બીજો પત્થર નાખીશું તો તે વખતે જે સ્વરૂપ પહેલાં ઉત્પન્ન થયું હતું તેવુંજ થાય એ જરૂરી નથી, કારણકે પહેલો પત્થર સ્થિર પાણીમાં નાંખ્યો હતો, અને આ બીજો પત્થર અસ્થિર પાણીમાં નાંખવામાં આવ્યો હતો. અને હજી પહેલા પત્થરની અસર બાકી હતી, અને બીજો પડયો. એટલે જુદુંજ સ્વરૂપ ઉત્પન્ન થશે. એવીજ રીતે ગૃહોની ચાલ જોકે એકજ તરેહપર હોય, અને પુરી પણ થાય, તો પણ તેની જે અસર બાકી રહે છે, તે અસર સાથ બીજી ચાલની અસરનાં ભેગાવાથી તરેહવાર સ્વરૂપો ઉત્પન્ન થાય છે. એવીજ રીતે એક પછી એક ચાલો ચાલુ હોવાનાં કારણે તરેહવાર અસરો ઉત્પન્ન થાય છે. એવીજ રીતે એક ચાલ એવી રીતની અસર ઉત્પન્ન કરે કે જે ભૂત, અને વર્તમાનની અસરોથી વિરોધ હોય, તો તે પણ સંભવિત છે. કારણ કે તરેહવાર સ્વરૂપો પ્રત્યક્ષ છે. એજ સ્વરૂપ મહાપ્રળયનું પણ સમજવું, જે ભૂતકાળનાં સ્વરૂપથી ભિન્ન છે.

અને બધા ઉત્પાદિતોનાં ભેગા થવાનું સંપુર્ણ કારણ છે. કારણ કે ઈશ્વરનો હુકમ તે દિવસે બધા પર આમ થશે, જ્યારે મહાપ્રળયનાં અશક્ય હોવાપર કોઈ દલીલ કાયમ નથી. તેમ આકાશ વાણીમાં તેનું સ્પષ્ટ વર્ણન હોય, તો તેથી નકાર કરવો કેવળ મુર્ખતા છે.

દુન્યામાં સર્વથી પહેલો મનાયલો મહાન તત્ત્વજ્ઞાની સોક્રેટ Socrates (જે ૪૬૯ વરસ સન ઈસ્વી પહેલાં થઈ ગયો) سقراط મહાપ્રળય વિશે પોતાનાં "અરબઈન" નામનાં પુસ્તકમાં લખે છે, કે મહાપ્રલ્ય એક વખતે થવોજ જોઈએ કારણ કે વાયુ, અને તેજનો સ્વભાવિક ગુણ એવો છે કે જળ, અને માટીથી ઉપર રહે. અને એનાં મૂળ સ્થાન પણ જળ, અને માટીથી ઉંચે છે. પણ પૃથ્વિનું અનુક્રમ એવી રીતે છે. કે માટીને જળ ઉપર રાખવામાં આવી છે, અને જળને વાયુ ઉપર, અને વાયુને અગ્નિ ઉપર રાખવામાં આવ્યો છે. હવે અગ્નિ અને વાયુ સ્વભાવિક ઉપર જવા માંગે છે, અને જળ અને માટી સ્વભાવિક નીચે જવા માંગે છે, એથી કરી દરેક વખતે એઓમાં બાથમબાથી ચાલુ છે. અને એક બીજો એક બીજાનાં હુમલાને રોકે છે, અને એજ કારણે પૃથ્વિ પોતાની ખાસ જગ્યાએ સુર્યથી અમુક છેટાપણે ફર્યા કરે છે. પણ એક દિવસ એવો આવવો જોઈએ કે એ અગ્નિનો તાપ છેવટને દરજ્જે તપી મહાસાગરોમાં

એક એવો જોશ ઉત્પન્ન કરશે, કે પૃથ્વિ પરથી સખત ગરમ વરાળ આકાશ તરફ ઉડશે, ત્યારે ઉપરથી સુર્યની ગરમી તેને વધુ સખત ગરમ કરશે. જેથી એ બન્ને ગરમીઓનાં સાથે ભેળાવાથી આકાશ ઓગળેલા ત્રાંબા જેવું લાગશે. અને તે એટલે સુધી તપશે, કે તે તાપ સહન થઈ ન શકશે. અને અધમ આત્માઓ માટે નર્ક સમાન થઈ પડશે. કારણ કે પાપકર્મોના પ્રભાવે જ્ઞાનતાનાં પ્રકાશપર અંધકાર છવાઇ જાય છે. જેથી તેઓ આ ભયંકર આફતથી પોતાની જાતને બચાવી ન શકશે. પણ જે આત્માઓએ વિધા, અભ્યાસ, ભકિત વિગેરેનાં પ્રભાવે પોતાનાં જાતિ જ્ઞાનનાં પ્રકાશમાં વધારો કર્યો છે. તેઓ એ ભયંકર આફતથી પોતાની જાત બચાવી પોતાને યોગ્ય સ્થળે ચાલ્યા જશે,

કેટલાક લોકો કહે છે, કે "સ્વર્ગમાં સ્પર્શ થવાવાળા, અને ધ્યાનથી પ્રાપ્ત થવાવાળા આનંદો માટે જે વાયદો કરવામાં આવ્યો છે, તો તે માટે તો દેહની જરૂર પડશે. કારણ કે સ્પર્શ, અને ધ્યાન માટે તો દેહ આવશ્યક ضروری છે. કારણ કે એ બધી શારીરિક શકિતઓ છે. જે દેહમાંજ ઉત્પન્ન થઇ શકે છે. એવીજ રીતે કબર, (એટલે મૃત્યુ, અને મહાપ્રળય એ બે વખતોનો અંતર) અને નર્કની શિક્ષાઓ. શારીરિક શકિતઓ સાથેજ જ્ઞાનમાં આવી શકે છે. જ્યારે આત્મા અને દેહનો સબંધ જુદો થઈ ગયો. અને દેહનાં

ગયાં. તત્ત્વો જે આકાશનાં હતાં તે આકાશમાં મળી ગયાં, જે તેજનાં હતાં તે તેજમાં, જે જળના હતાં તે જળમાં, જે પૃથ્વિનાં હતાં તે પૃથ્વિમાં, જે વાયુનાં હતાં તે વાયુમાં મળી ગયાં, ત્યારે એ તત્ત્વોથી ઉત્પન્ન થએલી સ્પર્શ, તથા ધ્યાન શક્તિ પણ તેઓમાં મળી જશે. હવે સુકર્મિને માટે સ્વર્ગનો આનંદ, અને કુકર્મિને માટે કબર, તથા નર્કની શિક્ષાનો સ્પર્શ કેવી રીતે થઇ શકશે? કારણ કે સ્પર્શ, અને ધ્યાન એ બન્ને શક્તિઓ તો મૃત્યુની સાથેજ પોતાનાં મૂળમાં મળી જાય છે."

એનો જવાબ એ છે કે એ બધી બાબતોથી નકારતો તેજ માણસ કરી શકે છે કે જે મહાપ્રલય, અને વિયોગી આત્માનો દેહ સાથનો બીજી વારનો સંબંધ, એ બન્નેને અશકય માનતો હોય, અને એ બન્ને બાબતોને આપણે બુધ્ધિ કબુલ કરી શકે એવી રીતે આગળ સિધ્ધ કરી આવ્યા છીએ. હવે સ્વર્ગી આત્મા માટે સ્વર્ગને યોગ્ય દેહ, અને પાપીઓને માટે નર્કને લાયક દેહનો સબંધ પાછો કરવો સર્વ શક્તિવાન ઇશ્વરને માટે અશકય નથી.

ઉપલાં લાંબા વિવેચન પરથી સિધ્ધ થઇ ગયું કે પુનર્જન્મનાં જે જે કારણો બતાવવામાં આવ્યાં છે, તે બધા બુધ્ધિ વિરૂધ્ધ, અને દુન્યાની શાંતિમાં ભારે ખલલ રૂપ, અને

મહાન ઈશ્વરનાં કેટલાક ગુણોને દોષ લગાડે એવાં હોવાનાં કારણે માની ન શકાય, અને આકાશ વાણીઓથી મહાપ્રલય. તે દિવસે પાપ પુન્યનો હીસાબ થવો. પુન્યનો બદલો સ્વર્ગ, પાપનો બદલો નર્ક, સ્વર્ગમાં આનંદનો સ્પર્શ, નર્કમાં શિક્ષાનો સ્પર્શ, વિગેરે સર્વ બાબતો જ્યારે બુધ્ધિને અનુસરતી, તેમજ આકાશ વાણીઓથી સિધ્ધ છે. ત્યારે તેથી નકાર કરી આવાં કઢંગા કારણોને લઈ પુનર્જન્મને માનવો, માત્ર અંધકાર, અને અજ્ઞાનતા વગર કશું નથી. હવે જે હું સર્વથી પહેલાં લખી આવ્યો છું કે "કોણ ભૂલ ન કરે ? અને કઈ બાબત ખરી સમજવી." એનો પણ સંપુર્ણ ખુલાસો થઈ ગયો. وهذا آخر کلامی وعلی الله اعتمادی



આ ચોપડી નીચલે સરનામે મળશે,

બહાર ગામ વી. પી. થી મોકલી આપીશું.

હાશિમ યુસુફ ભરૂચા.

રાંદેર. જીલ્લા-સુરત.



મુસ્લિમ-ગુજરાત પ્રેસ, ભાગાતાલાબ રોડ, સુરત.